

શ્રી

# ગણેશ રહસ્યમાં-ધર્મસંકેત



લેખક-

ધર્મવીર નગીનદાસ પુરૂષોત્તમદાસ સંઘવી.

કિંમત પોસ્ટેજ સાથે ૦-૪-૦

## શ્રી સનાતન હિંદુ ધર્મપાઠમાળા પ્રથમ મણિકા.

આજ સુધી ગુજરાતી ભાષામાં આપણા સનાતન ધર્મ સંબંધી પ્રારંભથી વિધિપૂર્વક જ્ઞાન આપનાર સાહિત્યનો અભાવ હતો. તે પરમાત્માની કૃપાથી હવે તે સાહિત્ય ક્રમશઃ પ્રગટ કરી સનાતન ધર્મની સેવા કરવાનો અમોએ સનાતન ધર્મના અડગ અનુયાયી સાક્ષરો તેમ શીઘ્ર કવીશ્વર ધર્મવીર નગીનદાસ પુરૂષોત્તમદાસ સંઘવી સાથે નિશ્ચય કરેલો છે અને તે નિશ્ચયના ફળ રૂપે શ્રી સનાતન હિંદુ ધર્મ પાઠમાળા પ્રથમ મણિકા બહાર પડી ચૂકી છે. એ પાઠમાળામાં સનાતન ધર્મના સ્વરૂપનો યથાર્થ બોધ થાય એવા પાઠો ગુરૂ શિષ્યના સંવાદ રૂપે યોજવામાં આવ્યા છે. સર્વ સાધારણ જનસમૂહ આ પાઠમાળાનો લાભ લઇ શકે તેમ છે. મુલ્ય પોસ્ટેજ સાથે ૦-૨-૬ છે. મળવાનું સરનામું:—

**રતિલાલ મનસુખરામ પટેલ-સંપાદક "શ્રી મહાજ્યોતિઃ" અમદાવાદ અને નારણજી પુરૂષોત્તમ સાંગાણી-તંત્રી "દશા સોરઠીઆ"** માસિક. ચાઇના બીલ્ડીંગ—ભીંડીબજાર-મુંબઇ.

## શ્રી નૃસિંહ નાદ પરમ્પરા.

શ્રી સનાતન હિંદુ ધર્મનાં સ્વરૂપ અને લક્ષણની બારીક કાંઇક સમજણ આપનાર અને સંદેહને દૂર કરનાર આ એક સર્વોત્તમ શ્રેણિ છે, તેની **પ્રથમ** ગર્જનાનું પુસ્તક નાનું અને સોંઘુ તૈયાર છે, તેની ખૂબી વાંચ્યે સમજાય તેમ છે. જેનું મૂલ્ય ફક્ત ૦-૧-૬ પોસ્ટેજ સાથે છે. તે મળવાનું સરનામું:—

**રા. રા. રતિલાલ મનસુખરામ પટેલ-સંપાદક "શ્રી મહાજ્યોતિઃ" માસિક-અમદાવાદ.**

—ના

# .. રહસ્યમાં—ધર્મ સંકેત.

લેખક—

ધર્મવીર નગીનદાસ પુરૂષોત્તમદાસ સંઘવી.

પ્રકાશક—

રતિલાલ મનસુખરામ પટેલ.

સંપાદક " શ્રી મહાજ્યોતિઃ "

સાંકડીશેરી લાલાવસાની પોળ—અમદાવાદ.



અમદાવાદ—"સાહિત્ય પ્રકાશ" પ્રેસમાં નંદલાલ ચુનીલાલ બોડીવાલાએ એકથી ચાર ફરમા છાપ્યા અને બાકીનું બધું કામ સાંકડીશેરી રોડ ઉપર આવેલા "જ્ઞાનમન્દિર" પ્રિન્ટીંગ પ્રેસમાં રા. રા. શંકરરાય અમૃતરાયે છાપી પુરૂ કર્યું.

સંવત ૧૯૭૪ સને ૧૯૧૮

પ્રથમ આવૃત્તિ પ્રત ૧૫૦૦

પોસ્ટેજ સાથે કિંમત ૦—૪—૦

# પ્રસ્તાવના.

આ પુસ્તકની પ્રસ્તાવનામાં જે કાંઇ સૂ૨
પુસ્તકના કર્ત્તા શ્રીયુત નગીનદાસ પુરૂષોત્તમદાસ સંઘવીએ આ પુસ્ત... રહસ્ય ભૂમિકામાં સૂચવેલું છે; એટલે આ પ્રસ્તાવનામાં આ પુસ્તકના પ્રતિપાદ્ય વિષય સંબંધી કાંઇ લખવું હું યોગ્ય ધારતો નથી. વાચકને અવિલંબે પુસ્તકમાં જ અવગાહન કરવા મારી વિજ્ઞપ્તિ છે.

આ પુસ્તકમાં જે ખૂબી છે તે એ છે કે તેનો ખ્યાલ પ્રસ્તાવના કે ઉપોદ્ઘાતથી આપી શકાય તેમ નથી. આ પુસ્તકનો વિષય પ્રથમ "શ્રી વિદ્યાર્થિજીવન" નામના માસિકમાં છપાઇ ગયેલો છે. ત્યારબાદ બીજાં ચોપાનિયાંએ પણ એની પુનઃ આવૃત્તિ કરી છે; તથા ઘણા સાહિત્યપ્રિય સજ્જનો આ વિષયને નાનકડા પુસ્તકના આકારમાં નિરાળો છપાયલો જોવાને આતુર હતા. તેથી મેં આ વિષયને આ પુસ્તકના રૂપે જનસમાજની આગળ રજુ કર્યો.

પોતાની હયાતી અને આબાદી ઇચ્છનાર દરેક પ્રજાએ આ પુસ્તકના સિદ્ધાન્તો નિરંતર મનન કરવા જેવા છે. મનનથીજ આ પુસ્તક મનુષ્યની આંતરદૃષ્ટિને ઉઘાડવાને સર્વ પ્રકારે સમર્થ છે. આટલુંજ કહીને આ લઘુ પુસ્તકના દૈવી ગૌરવની પ્રસ્તાવના સમાપ્ત કરૂંછું.

| | |
|---|---|
| તા. ૧૧-૭-૧૯૧૮<br>શ્રી મહાજ્યોતિઃ કાર્યાલય<br>અમદાવાદ. | વિજ્ઞાપક વિનયનમ્ર<br>રતિલાલ મનસુખરામ પટેલ.<br>પ્રકાશક. |

---



ધર્મવીર નગીનદાસ પુરૂષોત્તમદાસ સંઘવી.

॥ श्री मन्महागणाधिपतये नमः ॥

# ॥ श्री गणेश रहस्य. ॥



## રહસ્ય ભૂમિકા.

ધર્મના રહસ્યના જ્ઞાન સાથેની કેળવણી એ પ્રત્યેક મનુષ્યને અત્યંત હિતકર છે, અને તેવા જ્ઞાન વિના અજ્ઞાન, આલસ્ય અને કુસંપને ઉત્પન્ન કરનાર અધર્મરૂપ અનર્થની પ્રાપ્તિ કરાવનાર છે. તેથી આર્યાવર્તનો મોટો ભાગ જે હિંદુ ધર્મ અથવા સનાતન આર્ય ધર્મનો અનુયાયી ગણાય છે, તેને ઉપયોગી થઈ પડે અને સ્વધર્મનું રહસ્ય સમજાવે તેવા લેખો પ્રસિદ્ધ કરવા અમે ચાલતા સમયને અનુસરીને યોગ્ય સમજીએ છીએ.

મધ્ય કાળમાં એટલે મુસલમાનોના આ દેશમાં પ્રવેશ થયો તે પછીના કાળમાં અસ્વસ્થતાને લીધે જે અજ્ઞાન પેસી ગયેલું હતું તેને લીધે ધર્મ રહસ્યનો વિચાર મંદ પડી જઇને કેવળ બહારનો ધર્માચાર બિચારી રૂઢિએ પોતાના નિર્બળ હાથે પકડી રાખ્યો હતો તે બાહ્ય ધર્માચારની નીચે આર્યમહર્ષિયોના રહસ્ય ભરેલ હેતુઓ ગુપ્ત રીત્યે રહેલા છે તેનો લાભ પોતાની બુદ્ધિવડે લેવાનો શ્રમ કરવાનું જેમને સુજતું નથી એવા ઉચ્છેદકો અથવા નવા પવનમાં તણાતા મનુષ્યો તે બિચારી રૂઢિએ કરેલી ( અલબત તેની પોતાની શક્તિ પ્રમાણે કરેલી ) ધર્મ રક્ષાને માટે તેનો ઘટિત રીત્યે આભાર માનવાને બદલે તેની સારવાર કરી તેને નિરોગ અને સબળ કરવાને બદલે તેના પ્રાણ લેવાને તેને ગળે છરી ફેરવવાને તૈયાર થયા છે.

નવી કેળવણીના તાવડામાંથી જે પહેલો ઘાણ નિકલ્યો, તેમાં અને તેને અનુસરનાર મનુષ્યોમાં એવું ઉચ્છેદક વલણ વધારે અને

જોવામાં આવે છે. દરેક સંસ્કાર અથવા પાચનનો પહેલો ભાગ કેટલેક અંશે બગડેલો હોયછેજ અને તે પ્રમાણે કેલવણીની નવી પદ્ધતિના સંબંધે પણ હતુંજ, અને તેમ હોય તેમાં કાંઈ નવાઈ જેવું નથીજ. અજ્ઞાન, આળસ્ય અને કુસંપ કે જેની ઉત્પત્તિનાં બીજાં કારણો હતાં, તે બધાંનો દોષ નવી કેળવણીના પહેલા ધ્રાણમાં પાકેલાં મનુષ્યોએ હિંદુધર્મ, સંરક્ષકરૂઢિયો, આચારવિચાર, મૂર્તિપૂજા, પુરાણ અને બીજાં શાસ્ત્રો વગેરેને માથે ઓઢાડયો; અને પાવડા, કોદાળા લેઈને દેશનો અને દેશના ઉદયનો રસ્તો સીધો અને સપાટ કરવાનું તેમના મનથી માનેલા સુધારાનું કામ લેઇને બેઠા !!! તેમણે મતિ ભ્રમણને લીધે પોતાના હાથમાં પકડેલાં કોશ, કોદાળા, પાવડા અને તિકમ—જે પૂર્વના આર્ય પૂર્વજોએ દાટેલું ધન સૂચવનાર નિશાનીઓ હતી તેના ઉપર—આવેશ પૂર્વક ઉગામ્યા અને થોડા ઘણા પ્રહાર લગાવ્યા પણ ખરા. એટલામાં તો નવી કેળવણીનો બીજો ભાણ પાકયો, તે બીજા ધ્રાણના મનુષ્યોમાં સીજેલા ભાત જેવા સ્થિર અને દીર્ઘ દૃષ્ટિના વિચાર કેળવણીની ક્રિયા સરાડે ચઢયાથી સ્વાભાવિક રીત્યે આવ્યા હતા. ઉત્તરમાં શ્રીગૌરાંગના શિષ્યો, બંગાલામાં શ્રીરામકૃષ્ણદેવના શિષ્યો, શ્રી સનાતનભારતધર્મમહામંડળ, ગુજરાતમાં શ્રીમન્નૃસિંહાચાર્યજીમહારાજનો અનુયાયી શ્રીશ્રેયઃસાધકઅધિકારીવર્ગ, દક્ષિણમાં શ્રીસનાતનધર્મના પુરૂષો, અને સાક્ષાતપશ્ચિમમાંથી આવીને ખડી થએલી ધી થિઓસોફિકલ સોસાઇટિ વગેરે એ. બી. સી. ડી. ઉપર ઉચ્છેદકો જેટલો દાવો ધરાવનારાઓએજ સનાતન આર્યધર્મના આચારવિચારના રક્ષણ માટે કમર કસી પેલા કોદાળા પાવડાવાળા દેશ હિતેચ્છુપણાના આવેશમાં ઘેલા થઈ ગયેલા પોતાને સુધારક કહેવરાવનારા અંધશ્રદ્ધા કરતાં પણ વધારે આવેશવાળો અંધઅશ્રદ્ધાનો ઉછાળો હજુ તદ્દન શાન્ત થયો નથી તોપણ તેના ઉપર પ્રતિબંધ તો મૂકાયો છેજ.

આર્યાવર્તને આરંભાર્ક ચૂકયુંછેજ તોપણ હજુ અંધશ્રદ્ધાના ખરાક અને ક્રોધ વિકલતા પ્રતિબંધકોના સામે જારીજ છે. આમ હોવાથી આ સમયમાં આવાં રહસ્યો ઉછરતી તેમજ સકારણ સમજવાની ઇચ્છા રાખનારી પ્રજાને માટે ખાસ ઉપયોગનાં છે.

બીજાં રહસ્યો આપતાં પહેલાં **શ્રી ગણેશાયનમઃ** થી આરંભ કરવો એ માંગલિક છે. તેથી કરીને **શ્રી ગણેશ-રહસ્ય** પ્રથમ આપીએ છીએ. અમુક શાસ્ત્ર અમારે પ્રમાણ, અને અમુક અપ્રમાણ એ પ્રમાણે અયોગ્ય હલામણ કરનાર મહાશયોને અમારે અત્રે સૂચવવું જોઇયે કે શ્રુતિને અનુસરીને સ્મૃતિ, અને તે બંનેને અનુસરીને પુરાણો લખાયલાં છે, શ્રુતિમાં કેવળ મંત્રના રૂપમાં સમગ્ર સિદ્ધાન્તો છે, તેને વ્યાવહારિક તેમજ પારમાર્થિક આચારવિચારના નિયમરૂપે વધારે સ્પષ્ટતાર્થ સ્મૃતિ સમુદાયમાં કહેલા છે; અને તેને વિવિધ રહસ્ય ગર્ભમાં સ્થાપીને ઉદાહરણ અથવા દૃષ્ટાન્ત રૂપે પુરાણોમાં બતાવેલા છે. આ પ્રકારની પરાપૂર્વથી ચાલતી આવેલી શાસ્ત્રોની વ્યવસ્થારૂપ ગાયનું જો દુધ ખાવું હોય તો તેનું પાલન પોષણ કરીને તથા તેના શબ્દ, અર્થ, અન્વય અને આશય એ ચાર આંચળથી શ્રદ્ધારૂપ વટલોઇમાં દોહીને અમૃત પાન કરો; પણ જો ખંડનવૃત્તિ રૂપ છરીનોજ ઉપયોગ કરવાની ઇચ્છા કરશો તો તો તમને સર્વ વિષયોમાં બને છે, તેમ તેનું માંસ અને રૂધિરજ મળવાનું છે. માટે હે આર્યબંધુ દેવવૃત્તિથી શાસ્ત્રમાં તમારી મર્મજ્ઞતા વાપરો અને તેટલી શક્તિ ન હોય તો તે મર્મજ્ઞ દેવપુરૂષોનાં વાક્યો ઉપર શ્રદ્ધારૂપ માનવવૃત્તિ વાપરો; પણ શાસ્ત્રનાં રૂધિર હાડ માંસ ભક્ષણરૂપ રાક્ષસ વૃત્તિનો કદી પણ આશ્રય કરશો નહિ. શ્રુતિ ગાય છે, સ્મૃતિ તેની મોટી ( ખાવણ મૂકેલી ) વીછડી છે, અને પુરાણ તેનું

ખાવણું વાછડું છે. સ્મૃતિ તેમજ પુરાણુમાં શ્રુતિનું જીવન તત્વ અથવા શ્રુતિ પોતેજ રહેલી છે. જેઓને મર્મજ્ઞ દેવ જેવી દષ્ટિ પ્રાપ્ત થઈ છે તેઓને તો ગાય, મોટી વાછડી અને નાનું ખાવણું વાછડું એ ત્રણેની અંદર જે જે અંશોમાં સરખાપણું રહેલું છે તે જણાયા વિના રહે તેમ નથી.

પુરાણુની અંદર દર્શાવેલા વિષયોનાં જે જે રહસ્યો તમે કાઢો છો તેવાં રહસ્યો તેના લેખક મહર્ષિ શ્રી વેદવ્યાસજીના આશયમાંજ નહોતા, અને તેતો તમે તમારી કપોલ કલ્પનાથી બનાવી બનાવીને કહો છો, બાકી શ્રુતિને અને બીજાં શાસ્ત્રોને તો ગાય અને ઊંટની પેઠે એક બીજા સાથે કશો પણ સંબંધ નથી આવો આક્ષેપ અથવા શંકા કરનારા આ સમયમાં ઘણા મળે છે, તેમને અમે સમાધાન આપીએ છીએ કેઃ—પશ્ચિમના કવિયો અને આર્યાવર્તના વિદ્વાનોમાં હાલના સમયમાં પણ એક જબરો તફાવત સાવધ અવલોકન કરનારને જણાશે. તે તફાવત ધ્યાન પૂર્વક યાદ રાખજો. એ તફાવત એ છે કે બીજા દેશના કવિયો અથવા વિદ્વાનો જે કાંઈ જુવે છે અથવા સમજે છે તેને એકજ ભાવમાં અથવા અર્થમાં વર્ણવે છે, પણ તેને બીજા ભાવ અથવા અર્થની સાથે જોડી દેતા નથી. અનેકાર્થ કાવ્ય અથવા અનેક ભાવ કાવ્ય એતો એકલા આપણા પૂજ્ય ભારતવર્ષના વિદ્વાનોનીજ સ્વભાવ પ્રકૃતિમાં રહેલું છે. આપણા વિદ્વાનો અને કવિયોની આવી પ્રકૃતિ તેને કેટલાક ગુંચવાઈ પડે એવી બુદ્ધિવાળા મહાશયો એક ખોડ રૂપે બતાવે છે. હવે એ તે ખોડ છે, કે ખુબી છે તે વિષય સાહિત્ય ચર્ચાનો હોવાથી હાલ એક કોરાણે રહેવા દેવો જોઇયે; પણ અમારે એટલું તો અત્રે કહેવુંજ જોઇયે કે અમારા વિદ્વાનોને અને કવિયોને જે પ્રકૃતિ, સ્વભાવ કે ટેવ પડી તે ખરી;

અને તે ટેવ અથવા પ્રકૃતિને અનુસરીનેજ અમારા મહર્ષિવર્ય શ્રી વેદવ્યાસજીએ પુરાણોની વ્યવસ્થા કરેલી છે. વિશાળ બુદ્ધિ શ્રી વેદવ્યાસનારાયણ વેદાન્ત સૂત્રના અને વેદ વ્યવસ્થાના કર્તા હોઈ તેઓ અધ્યાત્મરહસ્યવેત્તા તથા કર્મ અને ઉપાસનાના તત્વને જાણનાર હતા, સ્મૃતિના કર્ત્તા હોઈ વ્યવહારની સર્વ બાબતો એટલે વ્યવહાર ધર્મના સંપૂર્ણ જ્ઞાતા હતા, અને પુરાણ કવિ હોઈ કાવ્યના રસ અને ભાવના પણ રસિક શિરોમણી હતા. એમાં કાંઈ પણ શંકા લેવાય તેમ નથી. તદુપરાંત તેઓ યોગ તત્વવેત્તા મહાયોગીશ્વર પણ હતા. જેમની બુદ્ધિમાં આટલા બધા વિષયો આરૂઢ હતા તે પોતાના તે તે વિષયના આશયોને યોજીને પુરાણોની વ્યવસ્થા કરે એમાં શો સંદેહ ! તેથી શ્રીવ્યાસનારાયણે પોતાના પુરાણ અને ઇતિહાસના ગ્રંથોમાં અનેક રહસ્યોનો એકી ભાવ કરીને ગુંથણી કરી છે, તે વિકળ સ્વભાવના ઉપલક્રિયા વિચારકોથી ઉકેલીને નિરાળા સમજી શકાય નહિજ, એમાં શી શંકા! એવા ઉથલપાથલિયા અને પોતાની અલ્પજ્ઞતાના અભિમાનમાં આગળ પડવાને તરફડીયાં મારનાર મનુષ્યો તો એ શાસ્ત્ર-સૂત્રની આંટીને ઘર સુતરની આંટી પેઠે ગુંચવીને તાણંતાણા કરી કાંત્યાં પીંજ્યાનો કપાસજ કરી નાંખે.

વળી શ્રીવેદવ્યાસ ભગવાને જે જે લખ્યું છે તેમાં કોઇ પણ પ્રકારનું રહસ્ય રાખેલું નથી, તેમ છતાં આવાં રહસ્ય ખેંચી કાઢવામાં તમે તમારા પોતાના મનની કલ્પનાનો ઉપયોગ કરો છો; એવો વાંધો આર્યશાસ્ત્રોને ગમે તે રીત્યે પણ ફજેત કરવાનો ઇરાદો ધરાવનાર મનુષ્યો લે છે અને કહે છે કે જો તમારૂં રહસ્ય ખરૂં હોય તો બિનાઓ ખોટી થઈ જશે અને જો બિનાઓ ખરી કહેશો

તો તમે જે રહસ્ય કાઢવા માગો છો તે રહસ્ય તેના લેખક વ્યાસાદિક ઋષિયોના પણ આશયમાં નહોતું તેવું તમે કલ્પના કરીને પરાણે પરાણે કાઢો છો. આ પ્રમાણે વાંધો લેનારને આર્યલેખકો કે જેઓ અદ્યાપિપર્યંત એક કરતાં વધારે વધારે અર્થનાં કાવ્યો કરવાના વલણવાળા હોય છે, તેઓના સ્વભાવ વિષે અજ્ઞાન હોવુંજ જોઇએ. એક કરતાં વધારે ભાવને સાથે સાથે નિભાવી રાખવામાં આવે તેવાં કાવ્યાદિક જેટલાં આપણા આર્યલેખકોના હોય છે તેવાં બીજી કોઈ ભાષાના લેખકોનાં નથી. બીજી ભાષાઓમાં આવી રચના કડાકૂટ ભરેલી ગણી તેનો અનાદર કરવામાં આવે છે. તેથી ઉલટી રીત્યેજ આપણા આર્યવિદ્વાનોમાં એવા પ્રકારની અનેકાર્થ અથવા અનેક ભાવવાળી રચનાઓ કરવાનો એક પ્રકારનો ચડસજ ચાલ્યો આવે છે. એમ આર્યસાહિત્યના સાવધ પ્રેક્ષકોને સ્પષ્ટ રીત્યે જણાયા વિના રહે તેમ નથી. પ્રાકૃત ગુજરાતી કાવ્યો જેવાં કે "વિવેક વણઝારો" તથા "જીવરાજ શેઠની મુસાફરી" વગેરે તેમજ આપણા પ્રખ્યાત કવીશ્વર દલપતરામજીની "હુન્નરખાનની ચઢાઇ" અને આ લેખકના ×"પદસંઘ" માંના "કવીન્દ્ર.....મેઘરાજ" વગેરે ઉપરથી સાવધ વાંચકને જણાશે કે અનેકાર્થ અથવા અનેક ભાવવાળાં કાવ્યો લખવાનું વલણ હજુ લગી આપણા લેખકોમાં પ્રબળ રીત્યે વર્તે છે. કવી નર્મદાશંકરના "સરસ્વતી મંદિર" વિષેની જે કવિતા કવીશ્વર શ્રી દલપતરામજીએ રચેલી તેમાં હયાત મનુષ્યોનાં નામ અને કેટલી બીનાઓને પણ બીજા ભાવ સાથે સાંકળીને તે પદ રચવામાં આવેલું છે. તેથી ખરી બનેલી ઐતિહાસિક બિનાઓની સાથે બીજાં રહસ્ય

---

× શ્રીમહાજ્યોતિ માસિકની ઓફીસમાં મળે છે. મૂલ્ય. રૂા. ॥

અથવા તત્વનો ભાવ ઠેઠ લગી નિભાવીને વ્યાસાદિક મુનિયોએ લખ્યું છે એમ સમજવામાં કોઈ પ્રકારનો વિરોધ તો છેજ નહિ. વળી વ્યાસાદિક મહર્ષિયો વેદના તત્વને અનુસરીનેજ લખનાર હતા, અને વેદમાં ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારેને ઉપલક્ષીને વ્યવસ્થા છે. તેથી એ ચારે પુરષાર્થને લગતાં તત્વનો ભાવ જેમાંથી શબ્દ શક્તિઓ દ્વારા મળી આવે એવા પ્રકારની રચનાઓ મહર્ષિ પ્રણીત ગ્રન્થોમાં સ્વાભાવિક રીત્યેજ હોય એટલુંજ નહિ પણ વેદ અથવા મહર્ષિ પ્રણીત ગ્રન્થોનું અનુજીવન કરનાર હરકોઇ પ્રાકૃત લેખકનાં લખાણોમાં પણ તેની અનિચ્છા છતાં પણ તે અનુજીવનનાં અંશના પ્રમાણમાં એવા પ્રકારની રચના અનિવાર્ય રીત્યે આવી જાય એમાં કશો સંદેહ નથી. વેદ તથા સર્વ વેદાનુજીવીન શાસ્ત્રગ્રન્થોમાં ધર્મ અર્થ અને કામ એ ત્રિવર્ગ સંબંધી અર્થતત્વ તથા ચતુર્થ પુરૂષાર્થ મોક્ષ સંબંધી અધ્યાત્મતત્વ હેતુ પુરઃસર દાખલ કરવામાં આવતાં હતાં એ વાત વ્યાસાદિક મહર્ષિયોને પોતાને સારી પેઠે જ્ઞાત હતી, તેમજ તેમણે પોતાના ગ્રન્થોમાં પણ એવાં રહસ્યોનું એકે કાલે ગ્રન્થન કરીને લખેલું છે એમાં કોઇ પણ પ્રકારની શંકા નથી. છતાં કેટલાક પાશ્ચાત્ય કેળવણીના પહેલા ધાણમાં પાકેલા મનુષ્યો તથા તેમના અનુયાયીઓ હડહડતાં અસત્ય ઉટાંગો બાંધીને શાસ્ત્રોની મશ્કરી કરીને થોડા જ્ઞાનવાળાં મનુષ્યોની શિષ્ટ સંપ્રદાયાનુસાર શ્રદ્ધાને ડગાવી તેમના જેવી **“ यतो भ्रष्टस्ततो भ्रष्टः ”** જેવી સ્થિતિમાં મૂકવા યત્ન કરે છે. આપણા આર્ય સંસ્કૃત અને પ્રાકૃત લેખકોનું ઉપર વર્ણવી ગયા તેવું સ્વાભાવિક વલણ સ્પષ્ટ જણાયા છતાં પણ તે તે લેખકોના લેખોના અવલોકન ઉપરથી પોતાની ખાત્રી કરવાને

બદલે તે લેખકની પોતાની મુખજુબાની લેવાની ખાસ જરૂર હોય તેમ દર્શાવીને તે લેખોના સ્વરૂપ ઉપરથી નિર્ણય કરવા માગતા નથી અને કહે છે કે તમારી કપોલ કલ્પનાથી અમે તો માનવાના નથી. વેદની સાથે પ્રત્યક્ષ સંબંધ રાખીને લખનાર પ્રાચીન મહર્ષિઓનાં લખાણોમાં વિવિધ પ્રકારનાં રહસ્ય જે સરલતાથી બંધ બેસતાં આવે છે તેજ શુદ્ધ હૃદયના વિચારકોને ખાતરી કરી આપે તેમ છે તેમ છતાં પણ પ્રાચીન મુનિયોની મુખજુબાનીની અપેક્ષા જણાવી તેમના ઉપર સમન્સ [આવાહન પત્ર] કાઢવાની અશક્યતાને ઓઠે પોતાનો દુરાગ્રહ પકડી રાખવાની ઇચ્છાવાળાઓને અમે વ્યાસ મહર્ષિનોજ લેખ આપી શકીએ એવી સ્થિતીમાં છીએ શ્રીવ્યાસ ભગવાન પોતેજ કહે છે કે:—अनृचो ग्रन्थिनः श्रेष्टाः ग्रन्थिभ्यो धारिणो वराः धारिभ्यश्चार्थ तत्वज्ञा स्तेभ्योप्य प्यात्म चिन्तकाः

અર્થ—જેઓ વેદને સમૂળગા જાણતા નથી તેના કરતાં પુસ્તક પરથી વાંચી જાણે છે તે વધારે સારા, જેઓ ગ્રન્થ પરથી વાંચે છે તેના કરતાં જેઓ સ્મૃતિએ રાખે છે એટલે યાદ રાખે છે તેઓ વધારે સારા, જેઓ મોઢે યાદ રાખે છે તેના કરતાં અર્થનું તત્વ (ત્રિવર્ગ સંબંધી અર્થતત્વ) સમજે છે તે વધારે સારા, અને એ અર્થ તત્વજ્ઞ પુરૂષો કરતાં પણ જેઓ તેમાં રહેલા અધ્યાત્મ રહસ્યનું ચિન્તન કરનાર છે તેઓ વધારે ચઢિયાતા છે.

આથી સ્પષ્ટ થાય છે કે વેદમાં ચતુર્વર્ગ સંબંધી રહસ્યો રહેલાં છે એમ પરંપરાથી મહર્ષિયોને સારી પેઠે જાણીતું હતું, અને તે પ્રમાણે તેઓ પણ પોતાના ગ્રન્થો વેદનું અનુજીવન કરીનેજ રચતા હોવાથી પોતાના ગ્રન્થોમાં પણ તે પ્રમાણે રહસ્યરૂપ ભાવનું ગ્રન્થન

કરીને રચતા હતા. ફક્ત તે રહસ્યોને ખુલ્લાં કરવાને માટે જે કોઈ ગ્રન્થો કે ગ્રન્થોના ભાગ લખાયા છે તેમાં તેવા અનેક ભાવોનું સંમેલન થયું નથી. બાકી સર્વત્ર રહસ્યોને પોતાના ઉદ્દેશમાં રાખીને-જ મહર્ષિયોએ શાસ્ત્રો રચ્યાં છે. તે આ ગ્રન્થોનું અનુજીવન કરનાર સંસ્કૃત કે પ્રાકૃત ગ્રંથકારોના લેખોમાં પણ તે અનુજીવનના અંશના પ્રમાણમાં પ્રાપ્ત થતું રહસ્ય તારવી કાઢવામાં કોઈ વિદ્વાન યત્ન કરે તો તે કાંઇ કપોલ કલ્પના નથી, પણ રેતીમાં ભળેલું સોનું શોધવાના જેવોજ શાસ્ત્રિય પ્રયોગ છે.

ધર્મ અર્થ કામ અને મોક્ષ એ ચાર પુરૂષાર્થનો ક્રમ લક્ષમાં રાખીને અમે પણ **શ્રી ગણેશ રહસ્યનો** પ્રકાશ કરીશું. ઉપર કહી ગયા તે ભૂમિકારૂપ વિવેચન હવે પછીના સર્વ રહસ્યોને પણ એક સરખી રીત્યે લાગુ પડે તેવું છે.



## શ્રી ગણેશરહસ્યમાં–ધર્મ સંકેત.

આ સંસારમાં ચાર પ્રકારના પુરૂષાર્થ એટલે પુરૂષે પ્રયત્ન વડે મેળવવાના પદાર્થો ગણાય છે; તે ધર્મ, અર્થ, કામ અને મોક્ષ છે તેમાં સૌથી પહેલો ધર્મ ગણવામાં આવે છે. કેમકે ધર્મની પ્રાપ્તિ અથવા સિદ્ધિ થાય છે ત્યારેજ અર્થ કામ અને મોક્ષ લગી પહોંચી શકાય છે. તેથી એક રીત્યે એવો પણ સંકેત યથાર્થ રીત્યે જણાય છે કે ધર્મમાંજ અર્થ કામ અને મોક્ષ સમાયેલાં છે; જેમ ચાર પુરૂષાર્થમાં સર્વથી પહેલો ધર્મને ગણેલો છે, તેમ આપણે આપણા આર્યોના વ્યવહારમાં અને પરમાર્થમાં સર્વ પ્રકારે શ્રીગણપતિને સૌથી

પ્રથમ પૂજ્યદેવ ગણેલા છે સૌથી પહેલો નમસ્કાર શ્રીગણેશાયનમઃ કહીને સર્વ કાર્યને આરંભે શ્રીગણપતિનેજ કરવામાં આવે છે. આજ મમ નીચેના શ્લોકમાં દર્શાવવામાં આવેલો છે, અને તે શ્લોક ગણપતિ પૂજનની શરૂઆતમાંજ હમેશ બોલવામાં આવે છે.

सर्वेष्वारंभ कार्येषु पूजितो यः सुरा सुरैः
सर्व विघ्नहरस्तस्मै गणाधिपतयेनमः ॥

અર્થ—સર્વ આરંભ કાર્યોમાં જે સુરાસુર એટલે દેવો તથા દાનવોથી પૂજાયલા છે અને જે સર્વ વિઘ્નને હરણ કરનારા છે; તે શ્રીગણાધિપતિને નમસ્કાર છે.

ધર્મ એ કર્તવ્ય અથવા ફરજ છે અને તેનું રૂપક, રહસ્ય સાથે શ્રીગણપતિની પ્રતીકમૂર્તિ રૂપે આપણાં આર્યસનાતનશાસ્ત્રોએ સમજાવેલું છે. કોઇપણ વિષયમાં આરંભમાં જો ધર્મ હોય છે એટલે આપણી ઘરગતુ ભાષામાં કહીએ છીએ તેમ કોઇ પણ વિષયના પાયામાં ધર્મ હોય છે તો તે બાબતમાં સિદ્ધિ અથવા વિજય પામી શકાય છે. તેથી દૈવી સંપત્તિવાળા જીવ જેમ પોતાની છેવટની ચોટ મોક્ષને લક્ષમાં રાખીને અર્થ અને કામને માટે પ્રવૃત્તિ કરે છે, તેમાં પણ ધર્મ [ ગણપતિ ] ને પ્રથમ પૂજવો પડે છે; તેમ આસુરી સંપત્તિવાળા જીવ મોક્ષની પ્રત્યે અલક્ષ રાખીને ફક્ત આ સંસારનાજ અર્થ અને કામને માટેજ પુરૂષ પ્રયત્નને સેવનારા છે. તેઓને પણ શરૂઆતમાં તો ધર્મ અથવા કર્તવ્યરૂપ ગણપતિની ઉપાસના તો કરવીજ પડે છે. અર્થાત્ આસુરી જીવો આસુરી પ્રવૃત્તિમાં પણ જો પોતાના અંગીકૃત ધર્મ અથવા કર્તવ્યને સેવે છે તોજ તેઓ

પોતાનાં આસુરી કાર્યોમાં પણ સિદ્ધિ પામે છે. ઉદાહરણ તરીકે એક ધર્મ એવો પણ છે કે પોતાના અગ્રેસર અથવા વડીલની આજ્ઞા માનવી એ હાથ નીચેના મનુષ્યનો ધર્મ છે. આ ધર્મને અસુરો પણ પાળીને અત્યંત આગ્રહપૂર્વક યુદ્ધાદિકને પ્રસંગે પોતાના અગ્રેસરની આજ્ઞા પ્રમાણે માથાં આપવા તૈયાર થયેલા છે એવા પ્રસંગો આપણા જાણવામાં છે. આજ પ્રમાણે આ લોકનાંજ સુખ ઉપર લક્ષ રાખીને પ્રવૃત્તિ કરનાર અને પરમેશ્વર પ્રીત્યર્થે અથવા મોક્ષાર્થે કાંઇપણ ધ્યાન નહિ આપનાર જીવોને પણ શુષ્કનીતિના ધર્મ પ્રમાણે ચાલવાની અર્થાત્ તેવા ધર્મરૂપ ગણપતિનું પણ સેવન આરંભમાં કરવાની જરૂર પડે છે. કેમકે શુષ્કનીતિના જે ધર્મો છે તે વિના તો ઇશ્વરને પત નહિ કરનાર નાસ્તિક કિંવા આસુરી જીવોને પણ ચાલે તેમ નથી. તેથી સંકેતરૂપ શ્રીગણપતિનું પ્રતીક તે સુરાસુર પૂજીત છે, તે પ્રત્યક્ષ સમજાય છે.

ઉપર જણાવી ગયા તેવા આસુરી જીવો ફક્ત અર્થ અને કામને માટેજ પોતાનો શુષ્ક ધર્મ સેવતા હોવાથી અંતે તેઓ ધર્મ-રહિત અથવા અધર્મમય થઇ જાય છે અને વિનાશને પામે છે, પણ શરૂઆતમાં તો તેમને પણ પોતાના કાર્યનો પાયો ધર્મથીજ ચણવાનો હોય છે. દૈવી જીવો કે જેઓ ધર્મ સેવે છે તે કેવળ અર્થ અને કામ માટે નહિ, પણ વિહિત અર્થ અને કામ માટે, તેથી આસુરી જીવોની પેઠે તેમનો ધર્મ તે અર્થ અને કામને માટે નહિ, પણ તેમના અર્થ અને કામ તે ધર્મને માટેજ હોય છે; અને ધર્મની પણ છેવટની ચોટ તો મોક્ષ કે ઇશ્વર પ્રીતિ તરફ હોય છે, તેથી તેમનો ધર્મ છેવટ લગી ટકી રહે છે. આ પ્રમાણે દેવ અને દાનવ

અને ગણુપતિ [ધર્મ] ને સર્વ આરંભના કાર્યમાં તો પૂજે છે એવી જે મહત્તા ઉપલા શ્લોકમાં દર્શાવી છે તે સર્વ પ્રકારે ઘટે છે.

ધર્મ, અર્થ કામ અને મોક્ષ એ ચારે પુરૂષાર્થનો ગણુ એટલે સમુદાય અથવા ટોળું કહેવાય છે, તેમાં પતિ એટલે મુખ્ય ધર્મ છે; અર્થાત ધર્મ એ ચારે પુરૂષાર્થને સિદ્ધ કરાવનાર અથવા બીજાં ત્રણે પુરૂષાર્થનું રક્ષણુ કરનાર છે. તેથી ગણુપતિ એ સંજ્ઞા પણુ પ્રસ્તુત સંકેતને સુચવનાર છે. આ ધર્મ તે સર્વે વિઘ્ન એટલે અડચણો અથવા પ્રતિબંધોને ટાળનાર છે, એટલે પોતાનો ધર્મ અથવા ફરજ અથવા કર્ત્તવ્યનું બરોબર સેવન કરે છે તે હજારો અડચણો અથવા વિઘ્નોને ઓળંગી જઇને પોતાના ઇચ્છેલા કાર્યની સિદ્ધિ કરી શકે છે. તેથી ગણુપતિને વિઘ્નનાશ અથવા વિઘ્નરાજ એવું નામ આપેલું છે તે પણુ પ્રસ્તુત સંકેતને સૂચવનાર છે. અંતે ધર્મ તરે છે. અથવા "યતો ધર્મ સ્તતોજય." અથવા ધર્મનો જય વગેરે લૌકિક કથનો તે પણુ એજ અર્થને દર્શાવે છે. વળી ગણુપતિનું નામ સુમુખ એટલે સુંદર મુખવાળા છે. આપણે સારૂં મોઢું તો ધર્મિષ્ઠ મનુષ્યોનુંજ ગણીએ છીએ. જે મનુષ્ય પોતાનો ધર્મ યથાર્થ રીત્યે બજાવે છે, અર્થાત્ મનુષ્યો, પિતરો અને દેવો પ્રત્યે પોતાના જે જે ધર્મ અથવા કર્ત્તવ્ય છે તેને રૂડી રીત્યે બજાવે છે તે મનુષ્યો ધર્મનિષ્ઠ હોય છે, તેમનું મુખ એવું તો સારૂં ગણાય છે કે તેમનું મુખ સવારમાં સર્વ કોઈ માંગલિક ગણીને જુવે છે. તાત્પર્ય એ કે ધર્મનું મુખ અત્યંત સારૂં અથવા માંગલિક છે, કેમકે ધર્મથીજ સર્વ શુભ થાય છે—એ વાતોનું સુમુખ એ નામથી સૂચન થાય છે. વળી ગણુપતિનું એક બીજું નામ એકદંત છે. હસ્તીનો દાંત શુક્લ એટલે ધોળો હોય—

છે, તેથી ઉજળો આગ્રહ અથવા ટેક સૂચવાય છે. ઉજ્વળ ટેક અથવા સદાગ્રહ તેજ ધર્મ અથવા કર્ત્તવ્યનો દાંત છે, આપણે સહુ જાણીએ છીએ કે જ્યાં લગી દાંત હોય છે ત્યાં સુધી બધો સ્વાદ મેળવી શકાય છે તેમજ જે કાંઇ ખાવામાં આવે છે તે બરોબર પચી શકે એવા આકારમાં આણી જઠરમાં મોકલી શકાય છે. સર્વ આહારનો ગુણ તે ચાવવા દ્વારા દાંતથીજ થાય છે. આથી એક દાંતરૂપ અનન્ય દૃઢ ટેક તે ધર્મની પુષ્ટીને માટે અને ધર્મના નિભાવને માટે ખરેખરી જરૂરનો છે. પણ તે ટેક અથવા આગ્રહ તે ગજદંત સમાન ઉજળો એટલે નિર્મળ તેમજ આખા ધર્મરૂપ શરીરમાં સૌથી આગળ પડતો હોવો જોઇએ એ સંકેત ગણપતિને એકદંત એ નામ આપીને સૂચવેલો છે. દાંતવડે મુખની શોભા પણ છે, તેથી ઉપર જણાવેલું સુમુખ એવું ધર્મનું સૂચક સંકેતિક નામ તે પણ આ સદાગ્રહ-રૂપ એક દંતથીજ છે. વળી આપણામાં સ્ત્રીઓને હાથે સૌભાગ્ય કંકણ અથવા ચૂડી તે પણ હાથીદાંતનીજ બનાવવામાં આવે છે. તેમાં પણ પતિવ્રતરૂપ પરમધર્મની સુમુખતા અને એક ટેકી એકદંતત્વનું રહસ્ય પણ અત્યંત રમણિય રીત્યે યોજેલું છે, જે સહૃદય રસજ્ઞ વાંચકને તરતજ સમજાયા વિના રહે તેમ નથી. સદાગ્રહને માટે અથવા રૂડા એક ટેકને માટે લૌકિક કહેવતમાં કહેવાય છે કેઃ—"હાથી દાંતના નિકલ્યા તે નિકલ્યા." તેનો મર્મ પણ આની જોડે બરોબર સંબંધ ધરાવે છે. આથી ગણપતિનું એકદંત એવું નામ તે આપણી આ ચર્ચાના વિષય ધર્મ સંકેતને બરોબર સ્પષ્ટ કરનાર છે. ગણપતિનું ત્રીજું નામ કપિલ છે. કપિલ રંગ પીળચટો હોય છે અને તેથી ઉપચારે કરીને કપિલ એ નામ અગ્નિનું છે

અગ્નિતત્ત્વ એજ તેજસતત્વ છે. અગ્નિતત્વ એજ આલોક પ્રધાનપણે પ્રકાશ, ઉષ્મા અને જીવનનો નિર્વાહક આધાર છે. આયુર્વેદ પણ કહે છે કેઃ—अग्निमूलं बलंपुंसाम् ॥ અર્થાત્ મનુષ્યોનું બળ તે અગ્નિતત્વને આધારે છે. તેજ પ્રમાણે ધર્મ એ પણ નિર્મળતા, પ્રકાશ, હુંફ અને જીવનને ખરૂં બળ આપનાર છે. ધર્મબળ એજ મનુષ્યનું ખરૂં બળ છે એમ પ્રસિદ્ધ રીત્યે વ્યવહારમાં તેમજ શાસ્ત્રોમાં પણ આપણને માલમ પડે છે. વળી ધર્મરૂપ અગ્નિ એવો છે કે તે વ્યવહારનાં સર્વ કર્મનો શાસ્ત્ર વિહિત રીત્યે નિર્વાહ કરવામાં બળરૂપે પ્રતીત થાય છે, અને છેવટે મનુષ્યના અંતઃકરણને નિર્મળ કરીને તેમાં જ્ઞાનાગ્નિરૂપ પોતાનું વિશેષ રૂપ પ્રકટ કરીને ज्ञानाग्निः सर्व कर्माणि भस्मसात् कुरुतेऽर्जुन । એ ગીતા વાક્ય પ્રમાણે સર્વ કર્મને ભસ્મ કરીને છેવટે અંતિમ પુરૂષાર્થ મોક્ષની પણ સિદ્ધિ કરાવવાને પણ સમર્થ થાય છે. માટે કપિલ એ નામ જે ગણપતિને આપવામાં આવ્યું છે તેમાં પણ ઉક્ત પ્રકારનો ધર્મ સંકેત સૂચક મર્મ રહેલો છે. વળી ગણપતિનું ચોથું નામ ગજકર્ણક છે. ગજ એટલે હાથીના જેવા મોટા કર્ણ એટલે કાન છે જેના તે ગજકર્ણક કહેવાય હાથીના કાન મોટા સુપડાના આકારના હોય છે, અને તેથી ગણપતિનું બીજું નામ શૂર્પકર્ણક એવું પણ છે, હવે સુપડાના સંબંધમાં લૌકિક વિચાર એવો પ્રચલિત છે કે સુપડું સારગ્રાહી છે અને અસારને ત્યજનાર છે. સુપડામાં નાંખીને કોઇ અનાજ સાફ કરીએ છીએ ત્યારે સારૂં સારૂં હોય છે તે સુપડામાં રહે છે અને કચરો કસ્તર વગેરે હોય છે તે ઝટકાઈ જાય છે, આ

મતલબનો લોકપ્રિય કવિ શામલનો ઉક્ત લૌકિક વિચાર સૂચવનાર એક દોહરો છેઃ—

ચારણિ ચોથાં રાખીને, કાઢી નાંખે સાર;
સુપડું સારંજ સંગ્રહી, છોડી દે છે છાર.

હવે વાસ્તવ ધર્મનું અથવા કર્તવ્યનું જ્ઞાન તો શાસ્ત્રોપદેશના શ્રવણથી થાય છે, અને તે શાસ્ત્રો શ્રુતિ એટલે વેદ વગેરે શાસ્ત્ર સમુદાય છે. શ્રુતિ તેમજ શ્રવણનો અર્થ કાન છે, તેમજ શ્રવણ એટલે સાંભળવાનું કામ તે પણ કાનથીજ થાય છે. શ્રવણ કરી તેમાંથી વિવેક પૂર્વક સારસાર ગ્રહણ કરીને વાસ્તવ ધર્મનું સ્વરૂપ સમજવું જોઈએ. અર્થાત્ કાનનો ઉપયોગ સુપડાની પેઠે ઉપદેશમાંથી સાર ગ્રહણ કરવામાં કરવો જોઇયે. એથી ધર્મ સંકેત સૂચવનાર શ્રીગણેશના પ્રતીકને ગજના જેવા અથવા સુપડા જેવા કાનવાળું દર્શાવ્યું છે. વળી શ્રીગણપતિના કાનને સતત હાલતા વર્ણવેલા છે, અર્થાત્ જે શ્રવણ કરવામાં આવે તેમાંથી ધર્મને અનુકૂળ સાર ગ્રહણ કરવાની અને અસારને ત્યાગવાની ક્રિયારૂપ ઝાટકવાનું એટલે વિવેકનું કામ નિરંતર કરતા રહેવું જોઇયે એમ સૂચવ્યું છે. આથી ગજકર્ણક એવું શ્રીગણપતિનું નામ ધર્મ અથવા કર્તવ્યના જ્ઞાનને અંગે રહેલું શાસ્ત્ર શ્રવણ કેવી વિવેક વૃત્તિથી કરવું તે સૂચવનાર છે.

વળી ગણપતિનું પાંચમું નામ **લંબોદર** છે. લંબોદર એટલે મોટા પેટવાળા અથવા આપણી લૌકિક હાસ્યરસિક ભાષામાં કહીએ તો મોટી દુંદવાળા છે. શ્રીગણપતિની પ્રતિમા એવી મોટી ફાંદવાળી શાસ્ત્રમાં કલ્પવામાં આવી છે. તેથી એ રહસ્ય સૂચવાય છે કે ધર્મ અથવા કર્તવ્ય તે વાસ્તવે મોટા પેટવાળો એટલે ઉદાર મનવાળો

કે જે ધર્મ એકલપેટાપણાથી અથવા છીછરા કે છાલકા પેટથી પાળવા કે બજાવવામાં આવે તે ખરો ધર્મ નથી, એવો એકલપેટો અથવા સ્વાર્થી ધર્મ અથવા કર્ત્તવ્ય તે ખરો ધર્મ નથી જે ધર્મ સમજવો, ગ્રહણ કરવો અને બજાવવો ને ગણુપતિ નામને સાર્થક કરે તેમ પ્રજાગણુ અથવા પ્રજાસમુદાયના હિતને લક્ષમાં રાખીનેજ મોટું પેટ રાખીનેજ સમજવો, ગ્રહણુ કરવો અને બજાવવો. અર્થાત્ પ્રજાના લાક્ષણિક સ્વભાવ [ Nationality ] ને પુષ્ટિ મળે તેવા બહોળા એટલે ઉદાર સ્વભાવથી ધર્માનુષ્ઠાન કરવું કેવળ પોતાની જાતના હિતને ધ્યાનમાં રાખી કરેલાં કર્ત્તવ્ય તે ધર્મ નથી. લંબોદર અથવા મોટું પેટ કે ઉદારભાવ તે આખા જગતનું મંગલ કરનાર છે. તોપણુ તે ઉદાર ભાવને પોતાના ગણુ અથવા પ્રજા સમુદાય ( Nationality ) ને બાધ ન આવે તેવી રીત્યે ગણુપતિ એ નામને અનુસરીને વાપરવાનો છે, એ સંકેત પ્રતિમાના સ્વરૂપ અને મુખ્ય નામની મીમાંસામાંથી નિકળી આવે છે. આ પ્રમાણે લંબોદર એ નામથી સૂચવાતું રહસ્ય છે.

ગણુપતિનું છઠું નામ વિકટ છે. વિકટ એટલે કઠણુ અથવા દુષ્કર છે. આપણે વ્યવહારમાં જોઇએ છીએ કે જ્યારે કોઈ માણસ ધર્મની કહેણી વધારે કરે છે પણુ તે પ્રમાણે તેની રહેણી નથી હોતી ત્યારે તેને ખરા ભોલા માણુસો કહે છે કે:—"ભાઈ! ધર્મ પ્રમાણે વર્ત્તવું એતો ખાંડાની ધાર ઉપર ચાલવા જેવું છે, એ કોઇ નાનાં છોકરાંની વાતો નથી" જુઓ હરિશ્ચંદ્ર મહારાજાએ જે ધર્મ પાળ્યો તે ધર્મનું રૂપ કેવું વિકટ હતું. ગણુપતિ માંગલિક દેવ છે તેથી સર્વ માંગલિક થાય છે, તે સંકેતવડે એમ સૂચવાય છે કે ધર્મ બજાવ-

વાથી સર્વ પ્રકારે માંગલિક થાય છે; તે ધર્મ યથાર્થ રીત્યે બજાવવો તે ખરેખરૂં વિકટ કામ છે. તે ઢીલાં માણસથી બનતું નથી. તે સ્વદેશ પ્રેમી શૂરવીર, પતિભક્ત સતી પતિવ્રતાઓ અને પરમેશ્વરના સાચાભક્ત યોગીઓ તથા જ્ઞાનીઆજ બજાવી શકે છે. એટલુંજ નહિ પણ કોનો કયો ધર્મ છે અને તે ધર્મથી પોતાના અને પ્રજાગણુ અથવા પ્રજા સમુદાયના ઉપર કેવી અસર થશે તેનો બારીક વિચાર કરીને કર્ત્તવ્યના ખરા નિર્ણય ઉપર આવવું તે પણ સામાન્ય રીત્યે ઓછું વિકટ નથી; અને ખરા નિર્ણય ઉપર આવ્યા પછી પણ સ્વાર્થનો ભોગ આપીને પ્રજાગણનું હિત કરવું એ પણ વળી વિશેષ વિકટ છે. વાસ્તવ ધર્મની સમજ અને તેનું અનુષ્ઠાન કેવું અસિધારાવ્રતના જેવું વિકટ છે તે સંબંધી સૂચન કરનાર સંકેત શ્રીગણેશના વિકટ એ નામમાં રહેલો છે.

શ્રી ગણપતિનું સાતમું નામ **વિઘ્નનાશ** છે અને તે શરૂઆતમાં આવેલા " **सर्वविघ्नहरस्तस्मै गणाधिपतये नमः** " એ શ્લોકાર્ધના વિવેચનમાં કાંઇક સમજાવી ગયા છીએ. સમગ્ર વિઘ્નનો નાશ કરવાની સત્તા " ગણપતિ " એ નામાનુસાર બજાવેલા ધર્મ છે. જે માણસ એકલો પોતાના વિઘ્ન ઉપર નજર રાખી પોતાનું વિઘ્ન વિપત્તિ અથવા અગવડ ટાળવાને ઉદ્યોગ કરે છે તે પ્રજાગણની સલામતીનો વિચાર ભૂલી જાય છે. તેથી પ્રજાગણની સાથે છેવટે તેને અને તેની પ્રજાને વિપત્તિ ભોગવવી પડે છે; અને વિઘ્ન ટળતું નથી તથા મંગળ થતું નથી. તેથી પ્રજાગણનું હિત મુખ્ય રાખીને ધર્માનુષ્ઠાન કરવું જોઇએ એમ સૂચવવાનેજ **सर्व विघ्नहर** ની પાછળ તરત

**गणाधिपतये** એ પદ વાપરીને **પ્રજાગણહિતનો** ટંકાર કર્યો છે. નાનાં નાનાં અનેક વિઘ્નોથી માંડીને છેક છેવટના મરણરૂપ વિઘ્ન લગી તેમ પરલોક સંબંધી પણ ધર્મજ પ્રાણીને બચાવે છે. **मृतंशरीरमुत्सृज्य काष्ट लोष्ट समांक्षितौ; विमुखा बांधवा यान्ति धर्मस्तमनुगच्छति** અર્થાત્ મરેલા શરીરને સગાંવહાલાં લાકડા અને માટીની પેઠે જમીન ઉપર નાંખી દેઇને પુંઠ ફેરવીને ચાલ્યાં જાય છે. પણ એકલો ધર્મજ મનુષ્યની પાછળ પરલોકનો સાથી થઇને જાય છે. આ પ્રમાણે પરલોકમાં પણ વિઘ્ન ટાળનાર તરીકે ધર્મજ મનુષ્યનો બેલી થાય છે તેથી **વિઘ્નનાશ** એ નામ પણ ધર્મસંકેતને સૂચવવાને શ્રીગણપતિને આપેલું છે.

શ્રીગણપતિનું આઠમું નામ **ગણાધિપ** છે તે વિષે પ્રથમના શ્લોકના વિવેચનમાં કેટલુંક તો કહી ગયા છીએ. ગણપતિ અથવા ગણાધિપતિનો અત્રે વિશેષાર્થ દર્શાવવો જરૂરનો છે. ગણ એટલે સમુદાય તેનો પતિ એટલે ગણપતિ એવું નામ આપવામાં મુખ્ય હેતુ એ રહેલો છે કે મનુષ્યે પોતાના વ્યક્તિહિત કરતાં પોતાના પ્રજાસમુદાયનું હિત ધ્યાનમાં રાખીનેજ પોતાના ધર્મ અથવા કર્ત્તવ્યનું સ્વરૂપ બાંધીનેજ તે ધર્મ બજાવવો. એ પ્રમાણે કરવામાં આવે તોજ એ ધર્મથી ધર્મ, અર્થ, કામ અને મોક્ષની સિદ્ધિ થાય, નિકર ચાર દિવસનું ચાંદરણું સ્વાર્થ સિદ્ધિથી કદી જણાય પણ અલ્પ સમય પછી અધર્મ, અનર્થ, નષ્ટકામ અને બંધનનીજ પ્રાપ્તિ થાય. આ મુદ્દાની બાબત ધ્યાનમાં રહે તેટલાજ માટે શ્રી ગણપતિનાં બીજાં ધર્મસંકેત સૂચવનાર અનેક નામો શાસ્ત્રમાં હોવા છતાં પણ તેમનું પ્રસિદ્ધ અને મુખ્ય નામ તો **ગણપતિ,** ગણાધિપતિ, ગણનાથ, ગણનાયક, ગણા-

ધિપ, ગણરાજ, ગણેશ વગેરે રાખેલાં છે. આખું ચરાચર વિશ્વ એ આપણું કુટુંબ છે એવી વૃત્તિ હમેશ રાખવી એ પ્રત્યેક સાધુ પુરૂષનું ભૂષણ છે, પણ આ વિશ્વ તે ત્રિગુણના સંબંધે કરીને વિવિધ વિકારવાળું છે તેમાં એક પ્રજા બીજી પ્રજાનો ભોગ આપી પોતાનો અન્યાય ભરેલો સ્વાર્થ સિદ્ધ કરવાને તૈયાર નહોય એવો સમય સૃષ્ટિના આદિકાળથી તે અંતપર્યન્ત હોય એમ સંભવિત નથી; તેથી વિશ્વમંગલ લંબોદરદેવને પણ ગણપતિ કે ગણાધિપ એવાંએવાં નામ આપી સ્વપ્રજાગણનો યોગ્ય પક્ષાનુરાગ સૂચવીને ધર્મસંકેત રાખવાનું પૂર્વના સર્વજ્ઞ શાસ્ત્રકારોએ યોગ્ય ધાર્યું છે કેમકે સ્વધર્માનુસાર વાસ્તવ પ્રવૃત્તિની અનુકૂળતા જેટલી સમુદાયહિતમાં રહેલી છે તેટલી વ્યક્તિહિત એટલે એક માણસના હિતમાં રહેલ નથી. આ સર્વ ધર્મરહસ્યનો સંકેત ગણાધિપ એ નામમાં બહુજ સારી રીતે રહેલો છે. **અધિપ** એમાં **અધિ** ઉપસર્ગનો અર્થ ઉપરિ અથવા **વિશેષ** છે તેથી ગણ અને **સમુદાયને** સર્વોપરિ ગણીને અથવા વિશેષ ગણીને પાલન કરનાર એવો મુખ્ય મુદ્દાનો ભાવ સૂચવાય છે. જ્યાં સુધી ધર્મ અથવા કર્ત્તવ્યનું બંધન પોતાના દેહાધ્યાસ પર્યન્ત મનુષ્ય માત્રને માથે રહે છે ત્યાં લગી સમુદાયહિતનો મુદ્દો તેણે વિસારવા જેવો નથી. જ્યારે દેહાધ્યાસ છુટી કેવળ અસંગ અને મુકતઅવસ્થા થાય ત્યારે તો માણસને માથેથી ધર્મની ધુંસરી ખસી જાય છે. એવી સ્થિતિ ન હોય છતાં મુક્તત્વનો દંભ કરી જેઓ સમુદાયહિતરૂપ ધર્મને વિસારે છે, તેઓનું કોઇપણ પ્રકારે માંગલિક થતું નથી; તો કેવળ મુક્તિરૂપ પરમ મંગલ તો કયાંથીજ થાય? જ્ઞાન અને મોક્ષ તે ધર્માનુસારી જીવોને માટે છે; તે કાંઈ અધર્મી અથવા ધર્મ વિમુખ જનોને માટે નથીજ. સ્વધર્મરૂપ ગણપતિ રહસ્યને આસ ન થવાય તો ગણપતિના

પણ પિતારૂપ એટલે મોક્ષરૂપ શિવ રહસ્યને તો પ્રાપ્ત થવાયજ ક્યાંથી? આ પ્રમાણે ગણાધિપ નામનું ધર્મ સાંકેતિક રહસ્ય છે.

ગણપતિનું નવમું નામ ધૂમ્રકેતુ છે, ધૂમ્રકેતુ એટલે ધૂમાડો અને અને કેતુ એટલે ધજા અર્થાત્ ધૂમાડો કિંવા ધૂમાડાના રંગની ધજા છે જેની તે ધૂમ્રકેતુ. હવે ધૂમાડો એ અગ્નિની ઉપર ધજાની પેઠે ઉડે છે, તે આપણે સઉ પ્રત્યક્ષ દેખીએ છીએ અને ગણપતિના કપિલ એવા નામના વિવેચનમાં ધર્મમાં અગ્નિના ગુણોનું સામ્ય આગળ દેખાડી ગયા છીએ. પણ આ સ્થળે ધુમાડારૂપ ધજા જેના ઉપર ફરકે છે એવો અગ્નિ ધર્મને કહ્યો, તેમાં એવો હેતુ રહેલો છે કે ધર્મ છે તેને કર્મરૂપ ધુમાડા યુક્ત અગ્નિરૂપે સમજવાનો છે. નિર્ધૂમ્ર અગ્નિરૂપે ગણપતિ રહસ્યમાં સંકેતિત ધર્મ નથી. નિર્ધૂમ્ર અગ્નિ જીવન્મુક્ત અવસ્થાને પામેલું દેહાધ્યાસ રહિત જ્ઞાન છે, તેમાં સર્વ કર્મરૂપ હવનીય દ્રવ્ય હોમાય છે અને સર્વકર્મ ભસ્મીભૂત થઇ જાય છે. પણ પ્રજાગણહિતાર્થ ધર્મનો સંકેત શ્રીગણેશરહસ્યમાં હોવાથી તેમાં કર્મમય ધર્મની આવશ્યકતા છે તેથી કર્મરૂપ હવ્ય હોમી દેવાનાં નથી, એ ભાવ ધૂમ્રકેતુ એ નામથી સૂચવાયછે. હોમ વિધિના સંબંધમાં શાસ્ત્રોનું કહેવું એવું છે કે સધૂમ્ર અગ્નિમાં હોમ કરનાર અન્ય જન્મમાં આંધળો થાય છે; તેનો મર્મ એવો સમજવાનો છે, કે દેહાધ્યાસના સંપૂર્ણ ક્ષયપૂર્વક જ્ઞાનાગ્નિ થયા વિના જે મનુષ્ય સર્વકર્મને હોમી દેછે અર્થાત્ ત્યજી દેછે તે વ્યવહાર તેમજ પરમાર્થમાં અંધ થાય છે. તેથી પ્રજાગણ હિતાર્થ ધર્મનું સ્વરૂપ જણાવવાને માટે શ્રીગણપતિને કપિલ એટલે અગ્નિવાચક નામ આપીને તેની સાથે તેમને ધૂમ્રકેતુ નામ પણ

આપ્યું આ પ્રમાણે ગણપતિ એ નામને અનુસરીને પ્રજા સમુદાયના હિતને રક્ષનાર ધર્મનું સ્વરૂપ શાસ્ત્રકારોએ સમજાવ્યું છે. વળી ધૂમ્રકેતુ એ નામથી પ્રજાગણના હિત માટે આચરવામાં આવતા ધર્મ અને કર્તવ્યમાં જે કર્મયોગ સાધવામાં આવે છે, તે કર્મના પાપરૂપ અંશ તે જીવની અવનતિ કરે તેવો લેપ કરતા નથી એમ સૂચવેલું છે. ધૂમ્રવર્ણ એ આકાશનો રંગ યોગશાસ્ત્ર પ્રમાણે ગણેલો છે, આકાશ જેમ નિર્લેપ છે તેમ ધર્મને અર્થે પ્રજાહિતાર્થ કર્મ કરનાર મનુષ્ય પણ નિર્લેપ રહે છે, તેને કર્મ અધપતન કરે તેમ બાધ કરતાં નથી; પણ આકાશ વડે સૂચિત ઉર્ધ્વગમન એટલે ઉન્નતિ કરાવે છે. વળી ધૂમ્ર એટલે ધુમાડો જોકે વાયુ અને આકાશ જેવો સૂક્ષ્મ અથવા નિર્મળ નથી, તોપણ તે ઉંચીગતિને પામે છે; તેમ જોકે પ્રજાગણના હિતને માટે કરેલા રાજસ તામસ સ્વધર્મરૂપ કર્મો કેવળ સાત્વિક ધર્મ રૂપ કર્મ અથવા નિસંગ મુક્તાવસ્થા જેવાં નિર્મળ નથી હોતાં તો પણ ઉંચી ગતિ આપવાને સમર્થ છે. એ રહસ્યનું સૂચન ગણપતિ એ નામ પ્રમાણે દર્શાવાતું ધર્મનું ખરૂં સ્વરૂપ બતાવે છે. આ પ્રમાણે ધૂમ્રકેતુ એ નામ પ્રમાણે ધર્મસંકેત સમજવો.

શ્રીગણપતિનું દશમું નામ ગણાધ્યક્ષ છે. આમાં સૂચવાતું કેટલુંક રહસ્ય તો ગણાધિપ એ નામના રહસ્યના વિવેચનમાં સૂચવાઇ ગયું છે. અત્રે વિશેષ રહસ્ય અધ્યક્ષ શબ્દ વડે સૂચવાય છે. આપણે એતો સ્પષ્ટ રીત્યે સમજીએ છીએ કે ધર્મ વિવિધ પ્રકારના છે; જેવાકે પિતાપુત્રના, ગુરૂશિષ્યના, સ્ત્રીપુરૂષના, રાજાપ્રજાના અને દેવમનુષ્યના વગેરે. એ સર્વ ધર્મનું જે એક ટોળું અથવા સમુદાય તેને ગણ સમજવાનો છે. તે સમગ્ર ધર્મગણ ઉપર નજર રાખનાર અથવા દેખરેખ રાખ-

નાર તે ગણાધ્યક્ષ છે. તે સર્વ નાના પ્રકારના ધર્મો અથવા કર્ત્તવ્ય વિવિધ હેતુ અથવા ફળને ઉદ્દેશીને હોય છે. તે સર્વ ફળમાં પ્રજાગણનું હિત મુખ્ય છે તેથી સર્વ પ્રકારના ધર્મો તે પ્રજાગણનું હિત સર્વ પ્રકારે સાધી શકે તેવી રીત્યે બજાવવામાં આવે છે કે તેથી વિરૂદ્ધ રીત્યે બજાવવામાં આવે છે તે વિષે દેખરેખ નજર કે સાવધતા રાખવાની આવશ્યકતા સૂચવનાર ગણાધ્યક્ષ એ નામનો સંકેત છે. માતાપિતાના જેવાં પૂજ્ય વડીલો અથવા ગુરૂજનોની સર્વ પ્રકારે સેવા કરવામાં પોતાનું આયુષ્ય ગાળવું અને માતાપિતાએ પુત્રના દીર્ઘ આયુષ્યને ઇચ્છવું એવો એક ધર્મ છે તે પાળવાને સર્વ કોઇને શાસ્ત્રની આજ્ઞા છે. પણ પોતાના વૃદ્ધ માતાપિતાને શ્રીપરમેશ્વરને આશ્રયે મૂકીને સ્વદેશભક્ત પુરૂષોએ પોતાના દેશો ઉપર સંકટ આવતાં સ્વદેશસેવામાં કમર કસીને પ્રાણાર્પણ કરીને માતાપિતાને રોતાં મૂકયાં છે, અને માતાપિતાએ રોતી આંખ્યે પુત્રને રણમાં જવા રજા આપી છે; એવાં ઉદાહરણો આપણને દરેક દેશના ઇતિહાસોમાં મળી આવે છે. આ પ્રમાણે વ્યક્તિહિત સાધકધર્મો પરિણામે પ્રજાગણનુ હિત્ત સાધવાના મુખ્ય ધર્મની સાથે મળે છે કે નહિ તે બાબતની દેખરેખ સમગ્ર વિવિધ પ્રકારના ધર્મો ઉપર રાખીને સર્વ ધર્મનું યથાર્થ સાવધતાપૂર્વક એટલે અપ્રમાદયુક્ત ધૈર્યથી પાલન કરવું, એવો ભાવ ગણાધ્યક્ષ એ નામ ઉપરથી નીકળે છે; કેમકે સર્વ ધર્મના ઉપર નજર રાખવી અને એ સર્વ ધર્મની અંતિમ લક્ષને ઉદ્દેશીને વ્યવસ્થા રાખવી એ કામ અધ્યક્ષનું છે. આ પ્રમાણે શ્રીગણેશરહસ્યમાં ગણાધ્યક્ષ એ નામનો ધર્મ સંકેત સમજવાનો છે.

શ્રીગણુપતિનું અગીઆરમું નામ ભાલચંદ્ર છે. જેના ભાલ એટલે કપાલમાં ચંદ્રમા છે તે **ભાલચંદ્ર.** શ્રીગણુપતિના કપાળમાં બીજનો એટલે વૃદ્ધિ પામતો ચંદ્રમા છે. આમાં કર્ત્તવ્ય તેમજ ફળસૂચક સંકેત રહેલો છે તેમાંથી પ્રથમ આપણે કર્ત્તવ્ય સૂચક સંકેત વિષે વિચાર કરીએ. ચંદ્ર એ પરમ શીતળતાને સૂચવનાર છે એટલે ધર્મ સંબંધી અથવા કર્ત્તવ્ય સંબંધી નિર્ણય કરવો તે સમુદાયિક હિતનો સંપૂર્ણ વિચાર કરીને ઠંડો મગજ રાખીને નિર્ણય કરવો, તેમજ ધર્મ અથવા કર્ત્તવ્ય બજાવવામાં પણ આવતી અડચણો વગેરેથી કાંઇપણ વિકળતાને પ્રાપ્ત ન થતાં ઠંડે મગજે પોતાનો ધર્મ બજાવવો. વળી પૌરાણિક તેમજ વૈદિક વ્યવસ્થા પ્રમાણે ચંદ્ર પોતાની કળામાં રહેલું અમૃત મનુષ્યોને દેવોને અને પિતૃઓને પોષવામાં વાપરે છે. તેમ ધર્મનું મુખ્ય સ્વરૂપ લક્ષણ તો એજ છે કે ધર્મ તો સમુદાયિક ઉપકાર અથવા પ્રજાગણનું હિત કરવામાં સ્વાત્માર્પણ કરવામાંજ રહેલો છે. ધર્મનું ખરૂં જીવન ધૈર્ય અને સ્વાર્પણમાંજ રહેલું છે; એવો કર્ત્તવ્ય સૂચક ધર્મસંકેત **ભાલચંદ્ર** નામનો આ પ્રમાણે પ્રતિત થાય છે. વળી બીજનો ચંદ્ર જેમ નિરંતર વૃદ્ધિ પામતો ગણાય છે, તેમ ધર્મની પણ નિરંતર વૃદ્ધિ થતી જવી જોઇએ, પણ તેમાં ઘટાડો થવો જોઇએ નહિ; તે વાત બીજનોજ ચંદ્ર લીધો છે તે ઉપરથી સૂચવાય છે. કપાળમાં ચંદ્રમા એ ઉજ્વળ કીર્ત્તિનું ચિહ્ન છે. તેથી ફળરૂપ સંકેત એ સૂચવાય છે કે જેઓ સ્વધર્મને અથવા પોતાના કર્ત્તવ્યને યથાર્થ રીતે બજાવે છે તેમને ઉજ્વળ કીર્ત્તિની પ્રાપ્તિ થાય છે. અને તે કીર્ત્તિ પણ બીજના ચંદ્રની પેઠે નિરંતર વૃદ્ધિને પામતી જાય છે, અને ચંદ્રમાં રહેલા અમૃતની પેઠે તે કીર્ત્તિ તેમને અમર

બનાવે છે એટલુંજ નહિ પણ સ્વધર્માનુષ્ઠાનથી પ્રાપ્ત થયેલો સંતોષ તેમને અમૃતના સમાન સર્વોત્તમ શાન્તિને આપે છે. આ પ્રમાણે **ભાલચંદ્ર** એ નામનો ધર્મસંકેત સ્પષ્ટ થાય છે.

શ્રીગણપતિનું બારમું નામ **ગજાનન** છે. ગજ એટલે હાથી અને આનન એટલે મુખ એટલે હાથીના જેવું જેનું મુખ તે **ગજાનન.** આપણે આ સંબંધી કેટલુંક વિવેચન તો આરંભમાંજ કરી ગયા છીએ અને બાકીનું વિવેચન અત્રે યોગ્ય સ્થાન પ્રાપ્ત થવાથી કરીએ છીએ. ઉપરના **ભાલચંદ્ર** નામના સંકેતના એક અંશમાં જેમ મગજથી ધર્મ નિર્ણય અને ધર્માનુષ્ઠાન કરવાનું સૂચવી ગયા તેમ **ગજાનન** નામથી હાથીના જેવી શારીરિક સહનશીલતા અથવા તિતિક્ષાથી પણ ધર્મ બજાવવો જોઈએ એમ સૂચવાય છે વળી ઉપરના **ભાલચન્દ્ર** નામમાં સંકેતના બીજા અંશમાં આપણે જણાવી ગયા છીએ કે ધર્મ બજાવનારને અમર કીર્તિ પ્રાપ્ત થાય છે. તે પ્રમાણે આ **ગજાનન** નામથી એટલું વિશેષ સૂચવાય છે કે સ્વધર્મ બજાવનારને અનેક હાથીના જેવું બળ પ્રાપ્ત થાય છે. તાત્પર્ય એજ કે ધર્મ બળમાં અનેક હાથીના જેટલું બળ સૂચવવામાં એક હેતુ રહેલો છે. આપણા અમુક યોદ્ધાઓમાં તેમજ યંત્રોમાં હસ્તીઓની અમુક સંખ્યાનું બળ છે એમ આપણાં શાસ્ત્રોમાં બતાવેલું છે હાલના સમયમાં પાશ્ચાત્ય યંત્રશાસ્ત્રિઓ યંત્રના બળનું પ્રમાણ દર્શાવવાને આટલા અશ્વનું બળ ( Horse power ) એવા શબ્દો વાપરે છે, તેમ આપણા આર્યોમાં આટલા હસ્તીનું બળ અર્થાત્ ( Elephant power ) એવા શબ્દો વાપરતા. શ્રીગણપતિની સેવામાં અનેક બીજા ગજ અથવા ગજવદન પાર્ષદો રહે છે, તે ઉપરથી એજ સૂચવાય છે કે ધર્મબળ એ હસ્તી-

બળ કરતાં પણ અધિક મોટું છે, હાથી એ શ્રીમહાલક્ષ્મીનું પ્રિય પશુ છે, તેમજ આપણા રાજવૈભવ વિષે બોલતાં એમ કહેવામાં આવે છે કે ફલાણા રાજાને તો આટલા હાથીની સાહેબી છે, આ ઉપરથી તાત્પર્ય એ નીકળે છે કે **ગજાનન** એ નામનો ધર્મસંકેત રહેલો છે કે જેઓ યથાર્થ ધર્મનું અનુષ્ઠાન કરે અથવા કર્તવ્ય કે ફરજ બજાવે તેમને લક્ષ્મી, વૈભવ અને સર્વ પ્રકારનું માંગલ્ય પ્રાપ્ત થાય છે. વળી ધર્મનો ભાર બીજું કોઇ ઉઠાવી શકતું નથી, ધર્મ સર્વ કોઇને ધારણ કરી રાખવાને સમર્થ છે, ધર્મનો ભાર તો ધર્મજ ઉઠાવે. તેજ પ્રમાણે લૌકિક વ્યવહારમાં પણ એમજ કહેવાય છે કે "હાથીનો ભાર તે હાથીજ ઉઠાવે." આ ઉપરથી પણ **ગજાનન** નામમાં રહેલો સંકેત સવિશેષ રીતે સ્પષ્ટ થાય છે. વળી હાથી ગમે તેવું બળવાન પ્રાણી છે, તોપણ તેને મનુષ્ય વશ કરે છે, તે ઉપરથી એ ભાવ સૂચવાય છે કે ધર્મનું ખરૂં લક્ષણ એ છે કે તેમાં અપરિમિત બળ છતાં તે જનસમુદાયની સેવા બજાવવા માટેજ યોજાય છે. તાત્પય કે પ્રજાગણના હિતને ઉદ્દેશીનેજ ધર્મનું નામ અને કામ છે, આ પ્રમાણે સંકેત **ગજાનન** એ નામમાં રહેલો છે.

શ્રીગણપતિનાં બીજાં પણ ઘણાં નામો છે. પરંતુ ઉપર ચર્ચી ગયા તે નામો શ્રીગણપતિનાં મુખ્ય નામો ગણાય છે. અને તે નામોમાં શ્રીગણેશરહસ્યના ધર્મ સંકેતના મુખ્ય મુખ્ય અંશો અને લક્ષણો આવી ગયાં છે એ બાર નામોના શ્લોકો નીચે પ્રમાણે છેઃ—

**सुमुखश्चैकदन्तश्च कपिलो गजकर्णकः ।**
**लम्बोदरश्च विकटो विघ्ननाशो गणाधिपः ॥ १ ॥**

धूम्रकेतुर्गणाध्यक्षो भालचन्द्रो गजाननः ।
द्वादशैतानि नामानि यः पठेच्छृणुयादपि ॥ २ ॥
विद्यारंभे विवाहेच प्रवेशे निर्गमे तथा ।
संग्रामे संकटेचैव विघ्नस्तस्यनजायते ॥ ३ ॥

**અર્થ:**—સુમુખ, એકદંત, કપિલ, ગજકર્ણક, લંબોદર, વિકટ, વિઘ્નનાશ, ગણાધિપ, ધૂમ્રકેતુ, ગણાધ્યક્ષ, ભાલચન્દ્ર અને ગજાનન એ બાર નામ ગણપતિનાં છે. તે નામ જે કોઇ વિદ્યારંભમાં, વિવાહમાં, પ્રવેશસમયે, પ્રસ્થાનસમયે, સંગ્રામ સમયે, અને સંકટ સમયે યાદ કરે તેને વિઘ્ન થાય નહિ.

આ શ્લોકો બ્રાહ્મણો દરેક પુજન અથવા પ્રત્યેક ધર્મ ક્રિયાની શરૂઆતમાં બોલી જાય છે આ શ્લોકોમાં પણ જે સંકેત રહેલો છે તે પણ વિચારવા જેવો છે આપણે અધ્યાપિલગી જેનું વિવેચન કરી ગયા તે બાર નામમાં રહેલું રહસ્ય તે બાર નામના સ્મરણ પૂર્વક ધ્યાનમાં રાખવાના ખાસ પ્રસંગો આ શ્લોકોમાં જે બતાવેલા છે તે વિદ્યારંભ, વિવાહ, પ્રવેશ, નિર્ગમ, સંગ્રામ અને સંકટના પ્રસંગો છે આ ઉપરથી પણ એમ વધારે સ્પષ્ટ રીત્યે સમજાઇ આવે છે કે શ્રીગણેશરહસ્યમાં ધર્મસંકેત કેવે પ્રકારે રહેલો છે વિદ્યારંભ એ શબ્દવડે ઉપનયન એટલે જનોઇ દેવાનો પ્રસંગ અને બ્રહ્મચર્ય આશ્રમની શરૂઆતનો પ્રસંગ પ્રધાનપણે સૂચવાય છે. આ બ્રહ્મચર્યમાં વિદ્યાભ્યાસ દ્વારા સર્વ ધર્મ એટલે કર્ત્તવ્યનું જ્ઞાન મેળવાય છે, તેમજ ખાસ બ્રહ્મચર્ય આશ્રમના ધર્મોનું પણ પાલન કરવાનું હોય છે—કારણ કે બ્રહ્મચર્ય આશ્રમ એ તેની પછી આવવાના સર્વ આશ્રમોનો મુખ્ય પાયો જ છે. તે સમયે ગણપતિનાં બાર નામ દ્વારા તે નામોમાં

સૂચવાયલું રહસ્ય મનુષ્ય પોતાના ધ્યાનમાં રાખે તો પાછળથી તેને કોઈપણ પ્રકારે વિઘ્ન નડે નહિ—એ કહેવું ઉપપન્ન છે. વળી વિવાહનો જે સમય છે, તે અનેક પ્રકારના ધર્મોને ઉત્પન્ન કરનાર પ્રસંગ છે. આપણે સર્વ જાણીએ છીએ કે વિવાહથી મનુષ્ય ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરે છે, અને ગૃહસ્થના ધર્મો ઘણા સંખ્યાબંધ છે, તે બધાં કર્ત્તવ્યો અથવા ફરજો બજાવવાનું લક્ષમાં રાખવાની મનુષ્યને ખાસ જરૂર છે. એમ સૂચવાય છે. કોઇ સ્થાનમાં અથવા કોઇપણ કાર્યમાં પ્રવેશ કરવો તેમાંથી નિકળવું (નિર્ગમ કરવો) ત્યારે પણ મનુષ્યે તે સ્થાનમાં અથવા તે કાર્યમાં પોતાની જેજે ફરજો હોય તેનો વિચાર તથા તેના પરિણામોનો વિચાર રાખીનેજ પ્રવેશ અથવા નિર્ગમ કરવો—એવા ઉપદેશનું સૂચન થાય છે. વળી સંગ્રામ એટલે યુદ્ધના સમયમાં પણ મનુષ્યે પોતાના કર્ત્તવ્યનું ભાન રાખીને ગાય, બ્રાહ્મણ, ગુરૂ, આશ્રિત અને માતૃભૂમિ ઇત્યાદિના રક્ષણમાં કદી પણ પાછી પાની કરવી નહિ. તેમજ સંકટમાં પણ પોતાના સ્વધર્મને નિરન્તર યાદ રાખવો, પણ સ્વધર્મનું ભાન કદીયે નરમ પડવા દેવું નહિ. પ્રાકૃત ભાષા કવિશ્રી તુલસીદાસનું વાક્ય સર્વ કોઇને સારી પેઠે જાણીતું છે કે "**ધીરજ ધર્મ મિત્ર અરૂ નારી, આપતકાલ પરખીએ ચારી**" આવા પ્રકારનું બોધમય રહસ્યજ આપણે ઉપર ટાંકી ગયા તે શ્લોકોમાં ફળ શ્રુતિરૂપે જણાવેલું છે, પણ તે શ્લોકો **શ્રીગણપતિના** સંબંધે છે તેથી સર્વ ધર્મનું સમુચ્ચય સ્વરૂપ તો પ્રજાગણના હિતનો વિચાર પ્રધાનપણે કરીનેજ બાંધવું જોઇયે. તે વિના ધર્મનું અખંડ સ્વરૂપ બાંધી શકાય નહિ—એ વાર્તા તો એની મેળેજ નિકળી આવે છે. વાસ્તવ ધર્મનું ખરૂં સ્વરૂપ સમજીને અર્થાત્ ઉપરના રહ-

સ્પમાં જણાવેલા ધર્મસંકેતને ધ્યાનમાં રાખીને પોતાના ધર્મને બરોબર રીત્યે બજાવનાર મનુષ્યનું સર્વ પ્રકારે શુભ થાય અને તેની ઉન્નતિ અથવા વિકાસ ક્રમમાં કોઈપણ પ્રકારનું વિઘ્ન નડે નહિ એતો સ્વાભાવિકજ છે.

આ પ્રમાણે શ્રીગણપતિનાં મુખ્ય નામદ્વારા જણાતું ધર્મસંકેત વાળું રહસ્ય સહજ સહજ જણાવી ગયા. હવે પછી શ્રીગણપતિની વ્યક્તિના સંબંધમાં પ્રધાનપણે લક્ષ આપીને ધર્મસંકેતનું વિવેચન આગળ ચલાવીશું.



# શ્રી ગણેશરહસ્યમાં-ધર્મસંકેત.

## વ્યક્તિ લક્ષ.

આગળ આપણે શ્રીગણુપતિનાં મુખ્ય ૧૨ નામવડે સૂચવાતું રહસ્ય દિગ્દર્શનરૂપે દર્શાવી ગયા છીએ. હવે શ્રીગણુપતિની વ્યક્તિના સંબંધે મુખ્યત્વે કરીને લક્ષ આપીને ધર્મસંકેતનું વિવરણુ ચલાવીએ છીએ.

વ્યક્તિના સંબંધમાં ગુણુ અને કર્મ પ્રમાણે રહસ્ય સમજાવવામાં આવે તે યોગ્ય અનુક્રમ ગણુાય. શ્રીગણુપતિનાં કેટલાક નામ પણુ તેમના ગુણુને ને કર્મને ઉદ્દેશીને આપવામાં આવેલાં હોવાથી ત્યાં પણુ કોઇકોઈ અંશે ગુણુકર્મ સંબંધી ઉલ્લેખ આવી ગયોજ છે. તોપણુ પ્રત્યેક વ્યક્તિના સંબંધે નામ, ગુણુ અને કર્મ એ ત્રણુ વિષયોનો પૃથક વિચાર કરવામાં આવે છે, તે પ્રમાણે આ શ્રીગણેશરહસ્યમાં પણુ રાખવાથી વાંચકને અને લેખકને સમજવાની અને સમજાવવાની વ્યવસ્થા વધારે અનુકૂળ પડે એ સ્વાભાવિક હોવાથી આ ક્રમ અત્રે યોજવામાં આવ્યો છે.

ગુણુના સંબંધમાં તો પ્રથમ શ્રીગણુપતિની પૌરાણિક રીત્યે ઉત્પત્તિ કેવે પ્રકારે થઇ તેનો વિચાર કરવો જોઇયેઃ—જે સમયે પરમ કલ્યાણુરૂપ પરમતત્વ એટલે શિવ સમાધિના આનંદ માટે એકાન્ત વનમાં ગયા છે તે સમયે મહામાયા વિશ્વજનની પાર્વતીએ પોતાના અંગમાંથી શ્રીગણુપતિને અને ઉષાને ઉત્પન્ન કર્યાં છે. એમ કહેવાય છે કે શ્રીપાર્વતીજીએ પોતાના અંગના મેલમાંથી તે બંને બાળકને ઉત્પન્ન કર્યાં છે. વળી તેમને ઉત્પન્ન કરવાનું કારણુ એવું કહેવામાં આવ્યું છે કે શ્રીપાર્વતીજીને સ્નાન કરવાની ઈચ્છા થઈ, પરંતુ પોતે

સ્નાન કરવાને બેસે અને કોઇ આવી ચડે તો તેને બારણે એક રોકનાર જોઇએ અને તે પુરૂષ જોઇએ. માટે પુરૂષરૂપ શ્રીગણપતિને પોતાના અંગના મેલથી ઉત્પન્ન કરીને દ્વારપાળ તરીકે મૂક્યા. અને કોઈ આવે તો તેની ખબર પોતાને જરૂર પડે તો અંદર આવીને ખબર આપે એવી એક સ્ત્રી જોઇયે. તેથી ઉષા ( જેને આપણા લોક ઓખા કહે છે તેને ) પણ પોતાના શરીરના મેલમાંથી બનાવીને બારણે ગણપતિની જોડે બેસાડી પછી પાર્વતીજીએ પોતે સ્નાન ક્રિયામાં પ્રવૃત્તિ કરી.

આટલી હકીકતનોજ પ્રથમ ધર્મસંકેત પ્રમાણે આપણે વિચાર કરીએ. શિવ એ પરમ કલ્યાણ અને વિશ્વની સૃષ્ટિ સ્થિતિ અને પ્રલય કરનાર મહામાયા ( અત્ર પાર્વતી )નું અધિષ્ઠાન એટલે આધારરૂપ છે. તે શિવતત્વની જ્યાં લગી હાજરી હોય છે, એટલે જ્યાં લગી આદિ સૃષ્ટિના જીવોને પ્રતીતિ હોય છે, ત્યાં લગી તો તેઓ સર્વત્ર અદ્વૈત બ્રહ્મ દેખે છે; અને તેવું અદ્વૈત સ્વરૂપ સામ્રાજ્ય અથવા ઐક્યનું ભાન સર્વ જીવસમુદાયને હોય છે ત્યાં લગી કોઇ પણ ધર્મ અથવા ફરજ અથવા કર્ત્તવ્ય ( Duty )નો અવકાશજ નથી–તેમજ આવશ્યક્તા પણ નથી. કેમકે અદ્વૈત પરમતત્વ શિવતત્વ તે તો સર્વ ધર્મ તેમ અધર્મથી રહિત છે; તેમજ સર્વ જીવ એક બીજાને પોતાના આત્મારૂપજ જુવે છે–જાણે છે ત્યાં લગી એક બીજા પ્રત્યે તેઓનો ધર્મ અથવા ફરજ અથવા Duty શી છે તે બતાવનાર નિયમ અથવા ધોરણની કાંઇ જરૂર પણ પડતી નથી. તેથી શિવજી વનમાં સમાધિનો આનંદ ભોગવવા પધાર્યા અર્થાત્ આનંદઘન શિવતત્વની પ્રતીતિ જી-સમુદાયને થતી બંધ થઈ–બ્રહ્મદૃષ્ટિ મટીને જીવસમુદાયને

દ્વૈતના જ્ઞાન પૂર્વક જગત્—દષ્ટિ આમ થઈ, ત્યારેજ શ્રીગણપતિ અ-ર્થાત્ ધર્મની ઉત્પત્તિ શ્રીમહામાયા ( પાર્વતી )એ પોતાની મર્યાદા જળવાય તેટલા માટે કરી. તેમાં પણ જ્યાં લગી શ્રીમહામાયા ( પાર્વતી ) એટલે પ્રકૃતિ દ્રવ્યનાં પરમાણુ રૂક્ષતાને પામી મળરૂપ પરિણામને પામ્યાં નથી હોતાં ત્યાં લગી પણ ધર્મની ઉત્પત્તિ થવાની આવશ્યકતા હોતી નથી. કેમકે પ્રથમ સૃષ્ટિ તાજી અને વિકારરહિત હોવાથી તે સૃષ્ટિ નિર્લેપ હોય છે તેમાં કાંઇ પણ અનર્થની ઉત્પત્તિ સંભવતી નથી, અને જ્યાં લગી ગુન્હાનો સંભવ ન હોય ત્યાં લગી કાયદાની જરૂર હોતી નથી, તેમ પ્રથમની તાજી, નિર્વિકાર અથવા નિર્મળ પ્રકૃતિવાળી સૃષ્ટિ હોય છે ત્યાં લગી ધર્મની ઉત્પત્તિને પણ મહામાયા પ્રકૃતિ કરતી નથી. પરંતુ પ્રકૃતિ ( કુદરત ) ધીમે ધીમે વિકાર પામે તેવી સ્વભાવેજ છે તેથી તે પ્રકૃતિ દ્રવ્યનાં પરમાણુ રૂક્ષ થઇને મહામાયાને શરીરે મળ ઉત્પન્ન થાય છે સારાંશ એ કે રજોગુણ અને તમોગુણ વધારે પ્રબળતાને ધારણ કરતા જાય છે ત્યારે મહામાયા ( અત્ર પાર્વતી )ને સ્નાન ક્રિયા (Process of purification ) પ્રત્યે સ્વાભાવિક રીત્યે વળણ થાય છે. તે વખતે પોતાની મર્યાદા જાળવવાને માટે શ્રીગણપતિને એટલે ધર્મ કે (Duty) ને ઉત્પન્ન કરે છે. આનું તાત્પર્ય એ છે કે જ્યારે પ્રકૃતિના વિકાર-શીલ સ્વભાવ પ્રમાણે સૃષ્ટિમાં મળ અથવા મલિનતા ઉત્પન્ન થાય છે, ત્યારે જીવસમુદાય એક બીજાને હાનિ ન કરે તેટલા માટે તેમજ પોતે પણ હાનિમાં ન પડે તેટલા માટે ધર્મની* ઉત્પત્તિનો પ્રસંગ આવે છે. તેથી પ્રકૃતિ વિકારશીલા હોવા છતાં એક રીત્યે પોતાના કાર્યરૂપ જીવસમુદાયના અધઃપતનને અટકાવવા માટે અને પોતાની વિશુદ્ધિ તરફના પોતાના વળણને અનુસરીને પોતાના શરીરનાજ

મેલમાંથી પુત્ર ગણપતિ એટલે ધર્મને ઉત્પન્ન કર્યો. પરંતુ પુત્ર તો પુરૂષ હોવાથી સ્નાન પરાયણ મહામાયાની પાસે જઈ શકે નહિ. કેમકે આવરણરૂપ વસ્ત્ર અને વિક્ષેપરૂપ પ્રવૃત્તિથી રહિત થઇને જે વખતે જગદંબા સ્નાન અથવા વિશુદ્ધિ કરવાની સ્થિતિમાં હોય છે ત્યાં આગળજ ધર્મનો અધિકાર આવી રહે છે, તેથી વધારે આગળ તો શુદ્ધ પ્રકૃતિતત્વ હોય છે, એટલે ધર્મની તો ત્યાંજ પરિસમાપ્તિ થાય છે; તેથી જ્ઞાન અથવા વિદ્યારૂપ પુત્રી ઉષા ( ઓખા )ને પણ પોતાના ડાબા અંગના મેલમાંથી બનાવીને ગણપતિની પાસે બેસાડી હતી. ગણપતિને એટલે ધર્મને જગદંબા મહામાયા પ્રકૃતિએ પોતાના જમણા અંગના મેલમાંથી બનાવ્યા છે એમ કહેવાનું રહસ્ય એજ છે કે જો કે ધર્મ એ કાંઈ મહામાયા કે પરમતત્વ **શ્રીમહેશ્વરનું** સાક્ષાત્કાર થવામાં સાક્ષાત્ હેતુ નથી. તે ઉભયનો સાક્ષાત્કાર થવામાં તો સાક્ષાત્ હેતુ જ્ઞાન અથવા વિદ્યા અર્થાત્ ઉષા છે. તોપણ મહામાયાના સૃષ્ટિરૂપ કાર્યપ્રદેશમાં તો પ્રધાનરૂપે ઘૂમનાર ધર્મ અથવા ફરજજ છે. તેથીજ જો કે મહામાયાના જમણા અંગના મેલમાંથી ઉત્પન્ન થવાથી પુરૂષરૂપ હોવા છતાં પણ ધર્મનો એટલે શ્રીગણપતિનો પ્રવેશ વિશુદ્ધિરૂપ સ્નાનક્રિયામાં બેઠેલાં મહામાયાની સાક્ષાત્ નિકટમાં થઇ શકે નહિ એવો ભાવાર્થ જણાવ્યો છે. અને વિદ્યા ઉષા જો કે મહામાયાના ડાબા અંગના મેલમાંથી ઉત્પન્ન થયેલી હોવાથી અબળા એટલે સ્ત્રી અર્થાત્ કાર્યરૂપ સૃષ્ટિના કાર્ય પ્રદેશમાં ધર્મ [ duty ] શ્રી ગણપતિને મુકાબલે ઘૂમવામાં ગૌણ એટલે થોડી સત્તા ધરાવનાર છે તોપણ તે પુત્રી હોવાથી સાક્ષાત્ મહામાયાનું તેમજ લક્ષણાએ કરીને મહેશ્વરતત્વનું જ્ઞાન કરાવવાને એટલે તેમની નિકટ જવાને અધિકારવાળી છે. ઉષા તે સરસ્વતીનો અંશાવતાર છે

અને અનિરૂદ્ધ તે બ્રહ્માનો અંશાવતાર છે એમ પુરાણમાં કહેલું છે. ઉષાનો અર્થ **પ્રભાત સમય** એવો થાય છે; અર્થાત્ જ્ઞાનસૂર્યના ઉદયની વેળા. જેમ સૂર્યોદયની વેળાએ વિવિધ દૃષ્ય વસ્તુઓ દેખાય છે, તેમ જ્ઞાનવડે પણ ભૌતિક તેમજ આધ્યાત્મિક પદાર્થોની પ્રતીતિ થાય છે. વિદ્યા ( ઉષા ) જો કે મહામાયાની કાર્યરૂપી સૃષ્ટિમાં ગણુપતિ [ ધર્મ ] ની પેઠે પ્રબળપણે ઘૂમી શકતી નથી, અર્થાત્ વિદ્યાને તો એકાન્તવાસ અને નિરાંત ગમે છે, તોપણ સંસારમાં ચાલતા પ્રવૃત્તિના ધાંધલમાં દૃઢતાથી ઘૂમનાર ( ગણુપતિ ) ધર્મની પાસે રહીને તે તેને વાતચિતનો વિશ્રામ આપી એક પ્રકારે ઉપયોગી થઈ પડે છે, તેજ પ્રમાણે ઉષાને પણ ગણુપતિની પાસે પાર્વતી મહામાયાએ વાતચિતની સવડ માટે તેમજ કોઈ આવે તો તેની ખબર અંદર આવી કહેવાની આજ્ઞા આપીને બેસાડેલી હતી એમ પુરાણુ આપણને કહે છે.

ગણુપતિને લંબોદર એટલે મોટા પેટવાળા બતાવેલા છે. તે બાબતનું વિવેચન લંબોદર એ સંબંધી વિવેચન કરતાં આગળ થઇ ગયેલું છે. એટલે ફરીને અત્રે તે વિષે કાંઇ લખવામાં આવતું નથી. તેમના ગળામાં શ્રેયોવર્દ્ધન એટલે સોપારીની માળા પાર્વતીજીએ અલંકાર તરીકે પહેરાવી છે. તે ઉપરથી એવો ભાવ સૂચવાય છે કે **સોપારી એ પ્રતિજ્ઞા અથવા કરાર કરવામાં વપરાતું ફળ છે.** બ્રાહ્મણને આપણે જપ વિગેરે કોઇ ક્રિયા કરવાને માટે સોપારી આપીએ છીએ એટલે તે બ્રાહ્મણ આપણે માટે જપાદિક ક્રિયા કરવાને બંધાય છે. સાત સોપારીઓ અને રૂપૈઓ આપીને વરકન્યાની સગાઈ અથવા વિવાહનો કરાર પણ કરવામાં આવે છે આ બાબતો

આપણા આર્ય બંધુઓને સારી પેઠે જાણીતી છે. આપણે ઘેર આવે તેને આદર સત્કારને નિમિત્ત પાન અને સોપારી આપીએ છીએ—અને તે એક બીજા સાથે મિત્રતાનો કરાર અથવા સંબંધ દર્શાવનાર છે. આ પ્રમાણે વિવિધ પ્રકારના કરાર અને ઉભય પક્ષની પ્રતિજ્ઞાઓ અને તેથી ઉત્પન્ન થતા ધર્મો અથવા ફરજોનું સૂચન આ ઉપરથી થાય છે. અમુક પ્રકારના ધર્મ અથવા ફરજ ( duty ) ને ઉત્પન્ન કરવામાં સંકેતરૂપે વપરાતું ફળ જે સોપારી તેની માળા ધર્મ એટલે ગણપતિના કંઠે પહેરાવવામાં આવે તે ધર્મસંકેત અનુસારજ છે.

વળી શ્રીગણપતિના હાથમાં સઉથી પહેલું હથીઆર તો માત્ર અંકુશસહિત પરશુ એટલે ફરશીજ છે. તે પણ ધર્મના સ્વરૂપને યોગ્યજ છે. અંકુશનો ભાગ એમ સુચવે છે કે આ સંસારમાં સઘળા વિષયો ઉપર અંકુશ તો ધર્મનોજ છે. આપણામાં કહે છે કે સઉથી મોટો ધર્મ છે, અને અન્ય પ્રજાઓ ફરજને સઉથી મોટી કહે છે, Duty is paramount એ સઘળો ભાવ મર્મ સહિત ગણપતિ ( ધર્મ ) ના હાથમાં આપેલા હથિયારમાં અંકુશરૂપ ભાગ છે તે ઉપરથી બરોબર સમજી શકાય તેમ છે. વળી તે હાથયારનો બીજો ભાગ પરશુ એટલે ફરશી અથવા કુહાડાનો છે. તે ઉપરથી ધર્મનું વિકટમાં વિકટ સ્વરૂપ સૂચવાય છે, કર્ત્તવ્ય અથવા સ્વધર્મ બજાવવાનાં દ્વાર બંધ હોય તો કુહાડાથી ચીરીને પણ માર્ગ કરવાનો છે, પણ કાંઇ ઉપાય નથી શું કરીએ ? એમ કારણો બતાવીને લમણે હાથ દેઇને બેશી રહેવાનું નથી. આપણો ધર્મ અથવા કર્ત્તવ્ય બજાવવાનું હોય ત્યારે વચમાં અનેક વિઘ્નો આવે તોપણ તેને કુહાડા વતી છેદીને આપણો માર્ગ કરવાનો છે. જેટલા પ્રતિબંધ કે અડ-

ચણો આવે તે સઉને મૂળમાંથી કાપી નાંખવાનાં છે, માટે એ આગ્રહ યુક્ત પુરૂષાર્થને સુચવનાર એ પરશુ ગણુપતિ ( ધર્મ ) ના હાથમાં આપેલો છે.

વળી જગદંબા માહામાયા પાર્વતીએ શ્રીગણુપતિના હાથમાં મોદક એટલે લાડવો આપેલો છે. તે ઉપરથી પણ એજ સૂચવાય છે કે જેઓ પોતાનો ધર્મ રૂડી રીત્યે પાળે અથવા પોતાની ફરજ બરોબર રીત્યે બજાવે તેજ ઉત્તમ ખાનપાનને લાયક છે; બીજાઓ ભૂખે મરવાને અને ભીખ માગવાનેજ લાયક છે. જે પોતાની અડચણોને પુરૂષાર્થરૂપ પરશુ લેઇને કાપી નાંખીને પોતાનો ધર્મ બજાવે છે, તેમને માટેજ લાડુ જેવો ઉત્તમ બદલો હોવો જોઇયે. કેવળ ભીખ માગનારને અને આખા દેશને ભીખ મગાવનારને લાડવા ખવરાવવા એ ધર્મનો ઉદય કરવાને બદલે ધર્મનો નાશ કરવા જેવું છે. શ્રીગણુપતિને વાહનમાં શ્રી મહામાયાએ ઉંદર આપેલો છે. આનો મર્મ એવો છે કે બધાં જનાવરમાં ઉંદર જો કે નાનું જનાવર છે, તો પણ તે ખંતીપણામાં બહુજ જબરૂં છે. ઉંદરો ચહાય તો આખી પૃથ્વી પોલી કરી નાંખે તેવા ખંતી હોય છે, તો પણ વળી ઉંદર બીજા જનાવરની પેઠે માંહોમાંહે લડનાર નથી, પણ એક સંપથી એક મંડલી જમાવીને કામ કરવાની શક્તિવાળા છે. આથી સંપ અને ખંત એ બે ગુણોની મૂર્ત્તિ તે આપણા ઉંદર મામા છે ! વળી તે એક સંપથી અને ખંતના અભિમાનથી અવિચારી પણે આંધળીઆં કરીને હોમાઇ પડે તેવા નથી. જો સજીવન પ્રાણીને કરડવું હોય તો એકદમ કુતરાની કે વાઘની પેઠે ભસીને કે તાડુકીને કરડતા નથી, પણ ફુંકતા જાય અને કરડતા જાય એવા છે; અને

જો કોઈ પકડવા આવે તો એકદમ નાશીને નાની સરખી ગોલખમાં સંતાઇ જાય તેવા છે. અર્થાત્ ઉંદર મામા યુક્તિબાજ છે. સંપ, ખંત અને યુક્તિ એ ત્રણેનું વાહન ધર્મ ( ગણપતિ ) ને આ કળિયુગમાં શ્રીપાર્વતીદેવીએ આપ્યું છે, તે વાહન ઉપર ધર્મ એટલે ફરજ સ્વાર થઇને કાર્ય કરે તો " **यतो धर्म स्ततो जय** " એ પ્રમાણે ફતેહ મળે અને ધર્મ બજાવ્યાનાં રૂડાં ફળ પ્રાપ્ત થાય. પોતાની ફરજ સ્વાર્થ માટે નહિ પણ આખા પ્રજાના સમુદાય માટે બજાવવાની હોય ત્યારે યુક્તિ કરવામાં કોઇપણ પ્રકારે સંકોચ કરે તો તેણે પોતાનો ધર્મ બજાવવામાં ખામી રાખીજ કહેવાય. એવી યુક્તિ કરવામાં કોઈ પણ પ્રકારનું પાપ છે એમ માનવું એ શુભ અશુભના જમે ઉધારને તપાસતાં યોગ્ય ગણાય નહિ.

બીજા યુગોમાં ગણપતિનાં વાહન સિંહનાં અને મોરનાં હતાં, પણ કળિયુગમાં ગણપતિનું વાહન મૂષકનું ( ઉંદરનું ) રાખેલું છે તેનું પણ કારણ સ્પષ્ટ સમજાય તેવું છે. આગળના યુગોમાં અધર્મ બિલકુલ હતો નહિ, પ્રત્યેક દેશની પ્રજા એક બીજાની સાથે પોતાના પ્રત્યેક વ્યવહારમાં ધર્મથી અને ખુલ્લી રીત્યે વર્તતી. ભણવા ભણાવવાના કામમાં પણ કાંઇ દિલ ચોરવામાં આવતું નહિ, યુદ્ધના કામમાં કોઇ પણ છળકપટ કરતું નહિ—સઉથી ધર્મયુદ્ધ કરતાં, વ્યાપારના કામમાં પણ કોઇ કુડકપટ વાપરતું નહિ—સઘળો સીધો વ્યાપાર હતો, તથા શેવાવૃત્તિમાં પણ કોઇ ખળાઈ કરતા નહિ–નોકરો શેઠ થઈ પડતા નહિ. પણ આ સુધારાનો સમય કહો કે કલિયુગનો સમય કહો, પણ હાલ તો તેથી ઉલટીજ રીત્યે થઈ ગયું છે. હાલ તો પોતાના થઇનેજ પાળી મારનાર મનુષ્યો પ્રત્યેક પ્રજાઓમાં અને

તેમાં પણ નિર્ભાગી પ્રજાઓમાં હોય છે, સ્વાર્થને માટે સ્વદેશનો અર્થ સળગાવી મૂકનાર માણસો હોય છે, અને ઘર ફુટે તેનું નશીબ ફુટે એવા પ્રસંગો બનતા રહે છે. સ્વધર્મનીષ્ઠ **લિયોનીદાસ**ને પણ વિશ્વાસઘાત કરનાર અને ફુટનાર મલ્યા હતા, માટે આવા કળિયુગમાં સિંહ જેવી ગર્જના અને મોરના જેવા ટહુકા કરીને સ્વધર્મ બજાવવાને પ્રયત્ન કરે તેના કરતાં ઉંદરના જેવાં ખંત સંપ અને યુક્તિથીજ ધર્મ બજાવવાની પ્રવૃત્તિ કરે તેજ મનુષ્ય ( ગણપતિ ) ધર્મને ફતેહમંદીથી બજાવી શકે. એવું સૂચન કળિયુગમાં ઉંદરનું વાહન ગણપતિને આપ્યું છે તેથી સૂચવાય છે. બીજું ઉંદર ખાવા પીવાનું ઠીક હોય છે ત્યાંજ વસે છે, તે ઉપરથી ઉંદર હોવા એ સંપત્તિની નિશાની છે. તે ઉંદર ગણપતિનું ( ધર્મનું ) વાહન છે. તે ઉપરથી એમ સૂચવાય છે કે જો મનુષ્ય પોતાનો ધર્મ સારી રીત્યે બજાવતો હોય તો તે ભરણ પોષણની બાબતે સુખી રહે છે. નિકર ઉજળું એટલું દુધ થોડોક સમય દેખાય પણ સ્વધર્મની હાનિ થતાં મનુષ્ય તો શું પણ આખા દેશમાં દારિદ્ર્ય દુષ્કાળ અને આધિ વ્યાધિ પ્રસરી જાય છે. માટે ધર્મ એજ મનુષ્યે સેવવા જેવો છે. કેવળ સ્વાર્થથી ઉદર, ખીસ્સું અને જીવ જાળવનારને સ્વધર્મસિદ્ધિ ક્યાંથી થાય ? અને સ્વધર્મની સહાયતા વિના વાસ્તવ અને અવિનાશી સુખ તથા કીર્ત્તિ ક્યાંથી મળે ? આ પ્રમાણે ધર્મ સંકેત અનુસાર ગણપતિના વાહનનું રહસ્ય છે. વળી ગણપતિના વાહન સંબંધે લક્ષણાથી હાલમાંજ પ્રત્યક્ષ બનતિ બિનાઓ ઉપરથી અને પૂર્વ ગ્રંથોના પ્રમાણ ઉપરથી એક બીજો ભાવ પણ ઉપદેશદાયક થઈ પડે તેમ છે, તેથી તે પણ અત્ર દર્શાવી દેઇશું તો અયોગ્ય નહિ

ગણાય. આપણે ઉંદરને પડતા જોઇયે છીએ ત્યારે પ્લેગ (ગાંડીઓ તાવ) ચાલશે એમ જાણીએ. એજ ઉંદરને શ્રીગણપતિ (ધર્મ)નું વાહન ગણેલ છે. તેથી ભાવાર્થ એવો નિકળે છે કે જ્યાં ધર્મનું ( ગણપતિનું ) વાહન મરાયું કે સંહારજ થવાનો. **શ્રી કૃષ્ણના** જન્મ સંબંધી એક ગ્રંથ **ગર્ગસંહિતા** નામનો છે; પણ તેવોજ બીજો એક જ્યોતિષ્યનો ગ્રંથ પણ ગર્ગસંહિતા નામનો છે, તેમાં સ્પષ્ટ લખેલું છે કેઃ—

**अधर्मं धर्म रूपेण मन्यन्ते हि प्रजा यदा ।**
**तदाऽसौ ग्रन्थिरूपेण मृत्युर्मारयाति प्रजाम् ॥**

**અર્થઃ**—જ્યારે પ્રજાઓ **અધર્મને ધર્મરૂપે** માને છે ત્યારે મૃત્યુ ગ્રંથીનું ( એટલે ગાંડીઆ તાવનું ) રૂપ ધરીને પ્રજાને મારે છે.

વાંચક બંધુઓ ! આ ઉપરથી શું સ્પષ્ટ નથી નિકળતું કે ધર્મનું વાહન ખંત સંપ અને યુક્તિનો સમુદાય તેનો નાશ થઇને આપણે કાયરપણું કુસંપ અને મિથ્યા ડહાપણના સમુદાય કે જે અધર્મનુંજ વાહન છે તે આપણે ઘેર આવીને નથી બેઠું શું ? આપણે ગણપતિરૂપ ધર્મની સેવા છોડીને ફક્ત આપણોજ સ્વાર્થ અથવા ઉદરપોષણ અથવા નાશ પામે એવાં તન ધનને વહાલાં કરીને **કુપાત્રદાન, સ્વદેશાભિમાનનો અને સ્વધર્મનો ત્યાગ, આચાર વિચારની ભ્રષ્ટતા, વર્ણાશ્રમ ધર્મનો ત્યાગ, પોતાનું તે નઠારૂં અને પારકું તેજ સારૂં એવું મિથ્યા જ્ઞાન, સારાસાર સંબંધી અવિવેક,** વગેરે અનેક અધર્મને સેવતાં તથા તે અધર્મને ધર્મનું રૂપ આપતાં આપણે નથી શીખ્યા શું ? આનાજ પરિણામે આપણે તન મન અને ધન સંબંધી જબરો વિનાશ ભોગવીએ છીએ. આપણા અવળા આચરણનું

ફળ પણ આપણને અવળુંજ મળે છે; આપણે ભણીએ છીએ વિદ્યા અને રહીએ છીએ અજ્ઞાની, આપણે પાળીએ છીએ કસરતના અને સારી હવા અને ખોરાકના નિયમો અને રહીએ છીએ નિર્બળ અને રોગી, આપણે કરીએ છીએ વેપાર રળવાના અને કરીએ છીએ આખો દેશ નિર્ધન, આપણે ઇચ્છીએ છીએ ખેતીવાડીને ઉત્તેજન આપવા અને દેખીએ છીએ ખેતી અને જમીનની ખરાબી અથવા દુકાળ, આપણે મથિયે છીએ જીવવા અને દેખીએ છીએ પ્લેગ કોલેરા અને ભુખમરો, આપણે મથિએ છીએ સુધારા માટે અને પામીએ છીએ પશુત્વ, આપણે મથિએ છીએ તરવા અને બેશીએ છીએ દુઃખના દરિયાને તળીએ, આપણે કરવા જઇએ છીએ બ્રહ્મજ્ઞાન અને ભણીએ છીએ એકલપેટાપણું અને કાયરતા, આપણે સાધવા જઇએ છીએ યોગ અને દેખીએ છીએ દંભ અને રોગ, આપણે કરવા જઇયે છીએ ભક્તિ અને સેવીએ છીએ વ્યભિચાર અને વિષયાસક્તિ, આપણે કરવા જઇયે છીએ કર્મકાંડ અને વેગળું રહે છે મર્મ કાંડ, આપણે અધર્મને ધર્મરૂપે માનીએ છીએ તેથીજ આપણો દરેક યત્ન તે અવળુંજ ફળ આપે છે.

વળી બીજા યુગોમાં ગણપતિ ( ધર્મ )નું વાહન સિંહ અને મોરનું રાખેલું અને કળિયુગમાં ઉંદરનું વાહન રાખેલું તે વિષે કાંઇ વિશેષ ખુલાસો કરવાની પણ જરૂર છે; સિંહ ઘણો બળવાન અને મોર પાંખોવાળો છતાં પણ તે બંને જાળમાં સપડાઇ જાય તેવા છે. જુઓ પૃથુરાજ જેવા ધર્મયુદ્ધમાંજ સત્યથી લડનાર અને શત્રુ ઉપર દયા દર્શાવનાર ક્ષત્રિય વીર શત્રુની કુપાત્રતા ઉપર નજર ન કરતાં **क्षमा वीरस्य भूषणम्** એટલે ક્ષમા આપવી એ વીરનું ભૂષણ

છે. એ નીતિવાક્ય કે ક્ષાત્ર ધર્મવાક્યની જાળમાં ફસાઇ પોતાના કુપાત્ર શત્રુને અનેક વાર હાથમાં આવ્યા છતાં જીવતો મૂક્યો તો તે શત્રુએજ છેવટે પૃથુરાજને કેદ કરી તેની આંખ્યોમાં કાચ ઢળાવીને લાચાર બનાવી કેદ કર્યો; એટલુંજ નહિ પણ ભરત ખંડને હમેશ માટે પરાધીનતાની બેડી અને તેથી થતી ખરાબીનો વારસો મલ્યો. અર્થાત સત્યયુગના વખતના સિંહના વાહનવાળો ક્ષાત્રધર્મ પૃથુરાજ કળિયુગમાં પાળવા ગયો તેથી આટલો મોટો અનર્થ આર્યપ્રજાને થયો. પણ જો પૃથુરાજે કળિયુગના સમય પ્રમાણે ઉંદરના વાહનવાળા ગણપતિ ( ધર્મ ) ની ઉપાસના કરી જાણી હોત તો તો તે ઉંદરડો [સાવધતા અથવા દીર્ઘ દ્દષ્ટિનો ગુણ] **क्षमा विरस्य भूषणम्** એ સૂત્રની જાળને કાતરી નાંખી ધર્મની સવારીને આગળ ચલાવત. ધર્મના ગણપતિ રૂપમાં રહેલ ગણ એટલે પ્રજાસમુદાયનું હિત વિચાર્યું હોત તો પોતાને વીર તરીકેનું ભૂષણ પ્રાપ્ત કરવાનો ધર્માભાસ એટલે ઉપરથી ધર્મ જેવું જણાય તેવું આચરણ કોરાણે મૂકીને પોતાના સ્વદેશના શત્રુને સંહારવામાં તેણે **શિવાજીએ અફઝુલખાન સામે જે સ્વધર્મના સિદ્ધાન્તનો ઉપયોગ કર્યો, શ્રીકૃષ્ણે કાળયવનની સામે જે યુક્તિ લડાવી**, તેજ પ્રમાણે વર્તી સ્વદેશને હમેશને માટે નિર્ભય કરવો જોઇતો હતો. તેજ પ્રમાણે જ્યારે રજપૂતોની સામે લડાઇમાં ફાવી શકાતું નહિ, ત્યારે આપણા દેશના શત્રુઓ પોતાની આગળ ગાયોનાં ટોળેટોળાં રાખતા તેથી ગોવધ થવાના ભયથી જાળમાં ફસાય તેવા સિંહ જેવા ભોળા વાહન ઉપર ચઢેલા ક્ષાત્રધર્મની ઉપાસના કરીને તે રજપૂતો સ્વદેશના અને આર્યપ્રજાના શત્રુઓ ઉપર હથિયારની વૃષ્ટિ કરતાં અટકી પડતા. તેથી પરિણામે અસંખ્ય

ગાયોનો વધ અને છેવટે હિંદુધર્મનો પણ લગભગ વધજ થઇ પડે એવી સ્થિતિનાં કારણો ઉત્પન્ન થયાં. પણ સ્વદેશ ખાતર ગાય બ્રાહ્મણના અને પોતાના પ્રાણનો પણ ભોગ આપતાં ખચકાવું નહિ—એવા વિચારવાળા મજબુત દાંતવાળા અને સામાવાળા શત્રુઓએ પાથરેલી ધર્મના બહાના રૂપ જાળને કાતરી નાંખતાં જરીક પણ ના સંકોચાય એવા નાના સરખા ઉંદરના કળિયુગી વાહન ઉપર શ્રીગણપતિ (ધર્મ)ને બેસાડી તેમની ઉપાસના કરી હોત તો ગાય, બ્રાહ્મણ, અને આખી માતૃભૂમિ તથા આર્યધર્મની હમેશની ખરાબીનાં બીજ વવાયાં તે કદી પણ વવાત નહિ. આ હેતુથીજ એજ ગણપત્ય–પ્રજાપત્ય–nationality ના સંરક્ષણના વિશેષ હેતુથીજ કળિયુગમાં શ્રી ગણપતિ મહારાજ એટલે ધર્મને ઉંદરનું વાહન આપ્યું છે. એક મનુષ્યે પોતાનું જેમાં હિત રહેલું હોય તેવી બાબતમાં સત્યયુગના સિંહવાહન ગણપતિ (ધર્મ) ને ઉપાસવા, પણ જ્યાં ગણ—પ્રજાગણ–nationનું હિત પોતાના હીતની સાથે ભળેલું હોય ત્યાં ધર્માભાસની જાળને કાપી નાંખી ખરા ધર્મનો થતો પ્રતિબંધ ટાળી નાંખે તેવા કળિયુગી વાહન ઉંદર ઉપરજ શ્રી ગણપતિ (ધર્મ) મહારાજનું જીન મંડાવવું. તોજ ધર્મ પોતાના ખરા સ્વરૂપે બજાવાશે. મિત્રો ! ધર્મરૂપ સોનાના સિંહાસનને ફતેહમંદ કરવાને તેના પાયે લોઢું એટલે અધર્મરૂપ પણ આખી પ્રજાનું પરિણામે શુભ કરનાર નીતિ વાપરવી. નિકર ધર્મરૂપ સોનાના સિંહાસનના પાયાના સોના રૂપ ધર્મને ઘસારો પહોંચે; પણ ખોટી નીતિનું એટલે પરિણામે આખી પ્રજાનું જેથી અશુભ થાય એવી નીતિરૂપ અધર્મનું લોઢાનું સિંહાસન હોય તેને પાયે કદાપી ધર્મરૂપ સોનુ વાપરવું નહિ કેમકે તેને

પ્રસારો પહોંચે એટલુંજ નહિ પણ સોનાના પઈયાના ડિમાકથી લોઢા જેવા પ્રજાહિતનો સંહાર કરનાર નીતિ ફાવી જાય. આ સિદ્ધાન્ત પ્રજાહિતની બાબતમાં સદા આચારવાનો છે અને બીજાં નીતિ સૂત્રો સર્વે પોતાની વ્યક્તિની બાબતમાં આચારવાનાં છે. આ વાત ધ્યાનમાં રાખીને ગણપતિનું વાહન ઉંદરને બનાવવો પણ ગણપતિને ઉંદરનું વાહન બનાવવા નહિ એ રહસ્ય સૂચવવાને શ્રીગણપતિનું વાહન ઉંદરને કળિયુગમાં ગણેલ છે.

હવે ગણપતિ (ધર્મ) ને હાથીનું માથું શી રીત્યે આવ્યું તેના સંબંધમાં જે કાંઇ પૌરાણિક અખ્યાયિકાઓ છે તેમાંની એક સામાન્ય રીત્યે સઉના જાણવામાં છે, તે નીચે પ્રમાણે છેઃ—

આપણે આગળ કહી ગયા છીએ તે પ્રમાણે શ્રીગણપતિને પોતાના દક્ષિણ અંગના મેલમાંથી બનાવીને બારણા આગળ દ્વારપાળ તરીકે ચોકીએ બેસાડીને શ્રી ગણપતિની પાસે ઉષા (ઓખા) ને પણ બેસાડી હતી. પાર્વતીજી ઘરની અંદર સ્નાન ક્રિયામાં રોકાયાં હતાં. તેવામાં શ્રીશંકર પોતેજ વનમાંથી પાછા આવ્યા, અને અંદર ઘરમાં પેસવા લાગ્યા. ત્યારે શ્રીગણપતિએ પોતાનાં માતુશ્રી શ્રીપાર્વતીદેવીના કહેવા પ્રમાણે શ્રીશંકરને બારણા આગળ રોક્યા; કેમ કે શ્રીપાર્વતીજીની તેમને એવી આજ્ઞા હતી કે હું સ્નાન કરૂં છું. તેથી કોઇ પુરૂષ આવે તો તેને અંદર આવવા દેશો નહિ. શ્રીશંકરને ઘરમાં પ્રવેશતાં શ્રીગણપતિએ રોક્યા એટલે શ્રીશંકરનું અને ગણપતિનું યુદ્ધ થયું તેમાં શ્રીશંકરે ગણપતિનું શિર ઉડાવી દીધું તે જઇને ચંદ્રમાના રથમાં પડયું. પછી એક વનગજનું માથું લાવીને પાર્વતીજીના સંતોષને માટે ગણપતિના ધડ ઉપર લાવીને મુકયું અને શ્રી-

ગણુપતિને પાછા સજીવન કર્યા, પણ શરીર મનુષ્યના જેવું અને માથું હાથીના જેવું–એવું વિરૂપ શરીર દેખી પાર્વતીને ઠીક લાગ્યું નહિ. પણ સર્વ દેવોએ પાર્વતીનું સમાધાન કરવાને માટે એવું ઠરાવ્યું કે સર્વ દેવના પૂજન પહેલાં શ્રીગણુપતિનું પૂજન થશે. તે ઉપરથી સર્વ યજન પૂજનમાં ગણુપતિ સહુ પહેલા પૂજાય છે.

આટલા કથાભાગમાંના રહસ્યમાંથી જોઇશું તો ધર્મસંકેત એવો નિકળે છે કે : જ્યાં ફરજ બજાવવાની હોય એટલે ધર્મ બજાવવાનો હોય ત્યાં પુત્ર પણ પિતાને પ્રતિબંધ કરે અને પિતાના સામો થાય. સામાન્ય વ્યક્તિ વ્યક્તિ ધર્મના પ્રમાણે તો પુત્રે પિતાની આજ્ઞામાં રહેવાનું છે, પણ જ્યાં ગણુપતિ ( પ્રજાગણનાહિતનો ધર્મ ) બજાવવાનો હોય ત્યાં પુત્રે પિતા આદિક પૂજ્યોની પણ સામે થવાને અને શસ્ત્રાસ્ત્રથી વધાવી લેવાને જરીક પણ સંકોચ કરવો નહિ.

શ્રીશંકર સાથેના યુદ્ધમાં શ્રીગણુપતિ (ધર્મ)નું માથું કપાયું છે, તે ઉપરથી એમ સૂચવાય છે કે—જેઓ ધર્મ બજાવવાને તૈયાર થાય તેમણે વિજય પામી સુખ અને સાબાસી મેળવવાની લાલચ રાખવી નહિ પણ પહેલું તો માથું ખોવાને તૈયાર રહીને પ્રાણની પણ આશા કોરાણે મુકવી. ગણુપતિ ( પ્રજાગણુના હિત )ને અર્થે પોતાનો ધર્મ બજાવતાં પોતાનું માથું કોરાણેજ મુકવું પડે છે. એ વાતનું સૂચન થાય છે. તેની સાથે એ પણ સૂચવાય છે કે પાછળથી જેમ ગણુપતિને નાના સરખા માણુસના જેવા માથાને બદલે વિરૂપ પણ હાથીના જેવું મોટું માથું મળે છે તેની સાથે અમરપણું પણ મળે છે; અર્થાત્ મહત્વની બાબતમાં મોટો લાભ મળે છે, એટલે પ્રજા હિતને

માટે શ્રમ કરનાર મહાપુરૂષોમાં તે મોટે માથે ગણાય છે, અને અ-
મર કીર્તિરૂપ જીવનને પામે છે. વળી તે સર્વ દેવોના પહેલો પૂજાય
છે, અર્થાત્ સ્વદેશવત્સલ વીર પુરૂષોમાં તે પહેલા નંબરે પૂજાય છે;
જો કે આવું મહત્વ તે હાથીના માથા જેવું વિરૂપ કેટલાક અણસમજું
માણસોની નજરે દેખાય છે, પણ દૈવી સ્વદેશવત્સલ વીરરૂપ દેવ
સમાજ તેવા ધર્મ બજાવનાર વીરનરોને પોતાની પહેલાં પૂજાય તેવી
ઉત્તમ પદવી આપે છે. આ દુનિયાના સર્વે ખંડના ઇતિહાસો ઉપ-
રથી આપણને શું પ્રત્યક્ષ નથી જણાતું કે દેશ સ્વતંત્રતા તથા
હકો પ્રાપ્ત કરાવવાના પ્રયત્ન કરનાર મહાવીરને મૂર્ખ અને બીકણ
લોકો રાજદ્રોહી અથવા દુઃખી દુઃખી થઇને મરનારના જેવા વિરૂપ
આકારમાં જુએ છે—પણ કદરદાન ઇતિહાસ કર્ત્તાઓ અને બીજા સ્વ-
દેશ ભક્તો તેઓને કેવા ગણપતિના ગજવદન જેવા ભવ્ય અને પૂજ્ય
આકારમાં જુએ છે ? આજ રહસ્ય શ્રીગણપતિ [ ધર્મ ] ના વિરૂપા
પણ મહત્તાવાળા ગજવદનવડે સૂચવાયલું છે. જે સ્વદેશભક્તિને
સિદ્ધાન્ત બીજા દેશો અને તેમાં પણ વિશેષ કરીને હાલના પ્રજા-
સ્વાતંત્ર્યના હિમાયતી દેશોમાં જ્વલંતસ્વદેશાભિમાન—વીરત્વને નામે
વખાણવામાં આવે છે, તેજ સિદ્ધાન્ત હે આર્યો ! તમારા પૂર્વજોને
અજ્ઞાત નહોતો. તે તમે ભુલી ના જાવ તેટલા માટે તમારા આર્ય-
પૂર્વજોએ દેવપૂજનમાં તથા દેવયજનમાંજ પહેલે નંબરે નાંખેલો છે.
પણ તમે તો ગણપતિપૂજનને મૂર્તિપૂજનની ગાંડાઇ તરીકે ફેંકી દેવા
તૈયાર થયા અને અંદરનું ટોપરૂં કાઢવા જેટલું બળ તો તમારા હાથમાં
નહિ અને અક્કલ તમારા મગજમાંનહિ એટલે છોડા અને કાચલાનો દડો

ગણીને શ્રીફળ ફેંકી દીધું તેની સાથે ટોપરૂં પણ જવા બેઠું છે. એ તો સારૂં છે કે સ્વદેશાભિમાની ઉત્તમ રાજનીતિજ્ઞ નામદાર ઇંગ્રેજ સરકારનું રાજ્ય તમારા ઉપર છે. નિકર તમે તમારો ગણપતિરહસ્યનો આ ધર્મસંકેત એટલો તો વિસરી બેઠાછો કે બીજા કોઇ જુલમગાર રાજ્યની બેડીમાંથી તો કદી તમે પોતાને બચાવી શકો એટલી યોગ્યતા તમારામાં રહી નથી. આર્યો! તમે તમારૂં જરીક પણ ખોટું જણાય અથવા જરીક પણ તમારી પ્રતિષ્ઠા કે તમારી માની લીધેલી શોભા ઓછી થાય તો તે વિરૂપતાથી ડરી મિથ્યા આબરૂ કે પદવીથી ડરી તમારી આંખે પાટા બાંધો છો, મોડે ડુચો મારો છો, અને હાથે ચુડીઓ જેવી બેડીઓ પહેરો છો, વ્યાજબી રીત્યે પ્રજા ધર્મ પાળીને પણ બીજાઓનું દુઃખ તમે જોયું છે—એમ પણ જોયાં છતાં કહેતા નથી, વ્યાજબી પોકાર કરતા નથી, અને યોગ્ય ઉપાયો લેતા નથી. પણ જો તમે ગણેશરહસ્યમાં જોશો તો તમારા પૂર્વજો તમારે માટે ઉત્તમ પ્રજાધર્મનું ભાન કરાવે એવો સંકેતનો વારસો મુકી ગયા છે. છતાં તમારા પોતાના અજ્ઞાન અને અવગુણોનો દોષ આર્યધર્મપદ્ધતિ અને રૂઢિયો ઉપર નાંખીને દેશની ખરાબીને માટે મૂર્તિપૂજાને અને ધર્મની રૂઢિયોને વગોવવી હોય તો વગોવો. કેમકે વાડી, ગાડી, અને લાડીનાં સંસાર સુખ ( Social Allurements ) એમ ધર્મને દોષ દીધે તમારાથી ભોગવી શકાય તેમ નથી.

જે સમયે ગણપતિ અને મહાદેવનું યુદ્ધ થયું છે તે સમયે ઉષા ( ઓખા ) લવણની એટલે મીઠાની કોઠીમાં બ્હીને સંતાઇ ગઈ છે, અને થયેલા મહાયુદ્ધની ખબર અંદર પાર્વતીજીને પહોંચા-

ડવા જેટલા હોશપણ તેનામાં રહ્યા નથી. એવું પ્રસ્તુત આખ્યાયિકામાં કહેલું છે. આ ઉપરથી જે ધર્મરહસ્ય સૂચવાય છે તે એ પ્રમાણે છે કે જ્યારે (ઉષા) તે વિદ્યા અર્થાત્ વિદ્વાન્ મનુષ્યો બ્હીકણ થઈ જાય અને લવણ એટલે ખાર અને ખાર એટલે દ્વેશ અથવા અદેખાઈની કોઠીમાં ઉતરી જાય છે, ત્યારેજ ધર્મ (ગણપતિ) નો શિરચ્છેદ થાય છે એટલે માથું કપાય છે. વિદ્યા પોતાનું મોઢું કોઠીમાં સંતાડે છે અર્થાત્ વિદ્વાનો વાડી ગાડી અને વાડીના સુખમાં લોભાઈને શસ્ત્રાસ્ત્રના ચોમાસાની ઝડી વખતે સંતાઈ જાય છે, પણ ધર્મ એકલોજ અર્થાત્ પોતાના ધર્મને સમજનારા મનુષ્યોજ પોતાનું માથું કપાતા લગી પોતાની પાછી પાની કરતા નથી. આ ઉપરથી એમ સ્પષ્ટ સૂચવાય છે કે જે પ્રજામાં એકલા વિદ્વાન્ પુરૂષોજ હોય પણ સ્વધર્મરત વીરનરો ન હોય તે પ્રજામાં છેવટે ધર્મનું મસ્તક કપાય છે, અને વિદ્યા ખારની કોઠીમાં પેશી જાય છે. માટે પ્રત્યેક પ્રજામાં વિદ્વાનોને વીરનરો માન આપે છે તેથી વિદ્યાનું બહુ પ્રાધાન્ય માની બેસવાનું નથી, પણ તેજ પ્રમાણે પ્રત્યેક પ્રજાના ધર્મરૂપ વીરનરોના યશ વિદ્વાનો ગાય છે તે ઉપરથી ધર્મરક્ષક વીરત્વનું માહાત્મ્ય કેટલું બધું છે તે હમેશ પ્રત્યેક પ્રજાએ પોતાના હૃદયના ઉપર કોરી રાખવું જોઇયે.

વળી ઉષા (વિદ્યા) લવણ એટલે ખારની કોઠીમાં સંતાઇ ગઇ ત્યારે શ્રીગણપતિ (ધર્મ)નું માથું કપાયું. પણ તે ચંદ્રના રથમાં જઇને પડયું એમ આખ્યાયિકામાં કહેનામાં આવેલું છે. તેનો મર્મ એવો છે કે—ધર્મ પોતે વીરત્વ બજાવીને મસ્તક આપે છે તો પણ તેથી ટુંકી મતિવાળા લોકો એમ માને છે કે એવા પ્રજા

રક્ષણના ધર્મ બજાવનાર વીરોનો નાશજ થઈ ગયો એ વાત ખરી નથી. એ તો ટુંકી મતિવાળા બ્હીકણ હીજડાઓની અકલનીજ ખામી છે. જુઓ ગણપતિનું એટલે ધર્મનું માથું ચંદ્રના રથમાં પડયું કહેવામાં આવે છે, તેનો અર્થ એ છે કે રણમાં કપાઇને ખપી ગયેલા વીર પુરૂષોના જીવ સ્વદેશવત્સલતાને લીધે ચંદ્રમંડલમાં આવી કિરણો દ્વારા મેઘમંડલમાં આવી વૃષ્ટિદ્વારા પુનઃઅન્નમાં પેશીને પાછા સ્વદેશમાં જન્મીને સ્વદેશના હિતને માટે વીરધર્મનું સંસ્થાપન કરવાના. આજ સિદ્ધાન્ત અનુસાર પડતીના ક્રમ ઉપર આવેલી પ્રજાઓ પાછી ચઢતીના ક્રમ ઉપર આવે છે તેના વાસ્તવ કારણો સમજી લેવાનાં છે.

વળી જે વિદ્વાનો વીરધર્મને યુદ્ધમાં સ્વધર્મ બજાવતો દેખી સબળ સાહાય આપવાને બદલે ખારની કોઠીમાં સંતાઇ જાય છે, તેમને મહામાયા પાર્વતી [ કુદરત ] શિક્ષા દીધા વિના રહેતાં નથી તે વાત ગણપતિ ( ધર્મ ) અને શંકરના યુદ્ધ વખતે લવણની કોઠીમાં સંતાઈ જનાર ઓખા ( ઉષા—વિદ્યા ) ને જે શાપ પાર્વતીએ દીધેલા છે અને ઉષાને તે ભોગવવા પડયા છે તે ઉપરથી વિચારવાન વાંચકને સહજ સમજાઇ જાય તેમ છે. આ પ્રમાણે કેવળ વિદ્યા કરતાં કેવળ વીરધર્મનું મહત્વ વધારે છે એમ પ્રસ્તુત પ્રસંગનું રહસ્ય સૂચવે છે, એ વાત પડતીમાં આવેલા દરેક દેશની પ્રજાએ વિચારમાં લેવા જેવી છે.

શ્રીગણપતિને સિંદૂર ચઢે છે અને શ્રી પાર્વતીએ તેમને અંગે સિંદૂર લેપ કરેલો છે. તે ઉપરથી એવો સંકેત નિકળે છે કે સિંદૂરનો રંગ રાતો છે અને રજોગુણનો પણ રાતોજ રંગ છે. વળી

સિંદૂરનો રંગ કેવળ રાતો નહિ પણ કાંઇ સહજ શ્વેત રંગની છાયાવાળો છે. અને સત્વગુણ તે સફેદ રંગનો ગણાય છે, આ ઉપરથી ગણપતિ ( ધર્મમાં ) રજોગુણ એટલે ક્રિયા પ્રધાનતાનો અને સત્વગુણનો સ્થિરતાનો અંશ યથાયોગ્ય છે. એ પ્રમાણે આખા કર્મસિદ્ધાન્તનું રહસ્ય એટલે Secret of the Science of Active life આ શ્રી ગણપતિના શરીર ઉપરના સિંદુર ઉપરથી સૂચવાય છે.



# શ્રી ગણેશ રહસ્યમાં—ધર્મસંકેત.

## પરિવારલક્ષ.

---

હવે ગણપતિની પોતાની વ્યક્તિના વિચાર ઉપરથી આપણે તેમના કુટુંબના વિચારમાં ઉતરીએ. શ્રી ગણપતિને સિદ્ધિ અને બુદ્ધિ નામની બે પત્નીઓ છે. આ સંબંધમાં એવો પૌરાણિક વૃત્તાન્ત છે કે કાર્તિકસ્વામી જેઓ દેવોના સેનાપતિ છે તે પણ શ્રીશંકરના ગંગાજીવડે ઉપજેલા પુત્ર છે. શ્રી ગણપતિ અને શ્રી કાર્તિકસ્વામી બંને સાવકા ભાઇ થાય. હવે વિશ્વકર્મા કે જેઓ દેવોના શિલ્પશાસ્ત્રી થાય તેમને બે પુત્રીઓ સિદ્ધિ અને બુદ્ધિ નામે હતી. તેથી તેમણે શિવને બે પુત્રો હોવાથી તે કન્યાઓને પરણાવવાની ઇચ્છા જણાવી શિવ અને પાર્વતીજી પાસે વરની માગણી કરી, શિવ પાર્વતીએ કહ્યું કે અમારે બે પુત્ર છે તેમાંથી તમને યોગ્ય લાગે તે પ્રમાણે પરીક્ષા કરીને કન્યાઓ આપો. બંને શિવપુત્રના પરાક્રમની પરીક્ષા કરવાને વિશ્વકર્માએ એવું ઠરાવ્યું છે કે બન્ને પુત્રોમાંથી જે સહુથી પહેલો (દ્યાવાપૃથ્વી) એટલે સ્વર્ગ અને પૃથ્વીની પ્રદક્ષિણા કરીને આવશે તેને મારી બન્ને કન્યાઓ આપીશ, અને જો બન્ને જણ સાથે આવશે તો પ્રત્યેક પુત્રને એક એક કન્યા આપીશ. આ પ્રમાણે વિશ્વકર્માનો સંકલ્પ સાંભળી શ્રીગણપતિ અને

શ્રી કાર્તિકસ્વામી બંને પોતપોતાના વાહન ઉપર ચઢીને સ્વર્ગ અને પૃથ્વીની પ્રદક્ષિણા કરવાને નિકળ્યા. દુંદાળા ફાંદાળા શ્રી ગણપતિનો ઉંદરડો બિચારો ચુંચું કરતો કેટલો ઉતાવળો દોડી શકે? પાતળા સોટા જેવા કાર્તિક સ્વામીનો મોરતો ટેંહુક કરતો ઝપાટાબંધ ઉડયો તે જોતાં જોતાંમાં નજર પણ પહોંચે નહિ એટલે છેટે નીકળી ગયો. શ્રીગણપતિ તરતજ સ્વર્ગ અને પૃથ્વીની પ્રદક્ષિણા કરવાનો વિચાર તજી દેઇને પાછા ફર્યા. વિશ્વકર્માએ જાણ્યું કે—"આ સ્થૂળ શરીરવાળા અને વિરૂપ વેશવાળા તો આ હરિફાઇની પરીક્ષામાંથી પાછા ફર્યા તે ઠીક થયું. મારી પુત્રીઓ સુંદર અને કસાયલા ઘાટીલા શરીરવાળા કાર્તિક સ્વામીને દેઇશ તેથી પુત્રીઓ પ્રસન્ન થશે." પણ શ્રી ગણપતિએ તરતજ પોતાનાં માતા પિતા શિવ પાર્વતી બેઠાં હતાં તેમની આશપાશ પોતાના નાનાશેકડા ઉંદરભાઇને સાતવાર ફેરવીને સાતવાર પ્રદક્ષિણા કરીને માતા પિતાને પગે લાગ્યા. ચતુર વિશ્વકર્મા સમજી ગયા. પિતા એ દ્યુલોક (સ્વર્ગ)ને ઠેકાણે અને માતા એ પૃથ્વીને ઠેકાણે છે. તેથી સાતવાર માતાપિતાની પ્રદક્ષિણા કરનાર આ ગણપતિએ તો સ્વર્ગ અને પૃથ્વીની સાતવાર પ્રદક્ષિણા કરી. આથી ગણપતિનાં પિતૃભક્તિ તથા બુદ્ધિચમત્કારથી વિશ્વકર્માએ પોતાની બુદ્ધિ અને સિદ્ધિ નામની અલૌકિક રૂપ ગુણવાળી પુત્રીઓ શ્રીગણપતિને આપીને લગ્ન કરાવી દીધાં. ત્યાર પછી ક્યારેએ કાર્તિકસ્વામી સ્વર્ગપૃથ્વીની પ્રદક્ષિણા કરીને આવ્યા. તેમણે નિરાશ થઇ આખો જન્મ કુંવારા બ્રહ્મચારી રહીને દેવોનું સેનાપતિપણું કરવાનીજ પ્રતિજ્ઞા કરી.

આર્ય ભૂમિનાં સંતાનો! જુઓ આ ગણપતિ ( ધર્મ ) ના

વિવાહની કથામાંથી કેવો સ્વધર્મનો બોધ કરનાર મર્મ નીકળે છે ? વિશ્વકર્મા એ શિલ્પશાસ્ત્રી એટલે વિદ્યાકળાને જાણનાર દેવોના કારીગર છે. જો તમારે ગણપતિ એટલે સ્વદેશની પ્રજાનું ગણપતિપણું એટલે પાલન કરવું હોય તો અર્થાત્ ખરા ગણપતિ (ધર્મ) નું ઉપાસન કરવું હોય તો વિશ્વકર્મા એટલે સર્વ કરવાને શક્તિમાન થઈ શકે એવી વિદ્યાકળા અથવા કારીગરીની સાથે સંબંધ બાંધવાની જરૂર છે. તે વિના ગણપતિપણું અથવા દેશોદયની સિદ્ધિરૂપ કન્યા તમને વરશે નહિ. પરંતુ વિદ્યાકળા કાંઈ યુક્તિ વિના આવડે નહિ માટે ગણપતિએ માતાપિતાની પ્રદક્ષિણા રૂપ જેવી યુક્તિ કરી તેવી યુક્તિ કરો. એ યુક્તિ શી તો કે માતૃભૂમિ અને પિતૃ દેશ ( Mother country & Father land ) ની ભક્તિ કરો તેથી પોતાની મેળેજ વિદ્યાકળાનો ઉદય થશે. મિત્રો પરદેશી કારીગરી અને પરદેશી મહત્તાથી અંજાઈ તેની પ્રદક્ષિણા કરવાનો લાંબો રસ્તો પકડવા કરતાં માતૃ ભૂમિની વસ્તુઓ વાપરવાની ભક્તિ અને આગ્રહ રાખો તો આપોઆપ ઉત્તેજનને લીધે તમારે ઘેર બેઠે અદ્દભુત કારીગરીઓનો સમુદાય (વિશ્વકર્મા) તમારા ગણપતિ (ધર્મ થી પ્રસન્ન થઇને બુદ્ધિ અને સિદ્ધિનું કન્યાદાન તમારા ગણપતિ ( ધર્મ ) ને આપશે. નહિ તો વિદ્યાકલા કારીગરી ( વિશ્વકર્મા ) ની પ્રસન્નતા મેળવવા યુરોપ અમેરિકા જાપાન વગેરે આખી પૃથ્વી પ્રદક્ષિણા કરી આવશો તોપણ કાર્તિક સ્વામીની પેઠે આખો જન્મ વાંઢા રહેશો. કેમકે પરદેશની કારીગરી શીખનાર શીખીને આવશે પણ તમારી માતૃભૂમિ પ્રત્યેની ભક્તિથી તેની બનાવેલી ચીજોને વધાવી નહિ લ્યો, તો તે પૃથ્વીની પ્રદક્ષિણા કરી શીખી આવ્યો છતાં

પણ બુદ્ધિ અને સિદ્ધિથી શુન્યજ રહેવાનો; અને તમારા દેશની પ્રજા કાર્તિક સ્વામી જેવી સૈનાપત્યમાં કુશળ અને સબળ હશે તોપણ **માતૃ (ભૂમિની) ભક્તિ** વિના ગાણુપત્ય ધર્મની પેઠે સિદ્ધિ બુદ્ધિની પ્રાપ્તિ કરી શકાશે નહિ.

શ્રીગણુપતિને લક્ષ અને લાભ એવા બે પુત્રો છે, આ બાબત પણ ધર્મરહસ્યને પ્રકટ કરવામાં ઉપયુક્ત છે. શ્રીગણુપતિ એ ધર્મને સ્થાને છે; અને જ્યારે મનુષ્યને પોતાના ધર્મનું ભાન પહેલું થાય છે ત્યારેજ તેનો લક્ષ એટલે ધ્યાન પોતાનું કર્ત્તવ્ય બજાવવામાં ચોટે છે. તે લક્ષ ઉભય પ્રકારનો છે, એક તો પોતાનું કર્ત્તવ્ય બજાવવાનો સાધક લક્ષ અને બીજો તે કર્ત્તવ્ય બજાવતાં કાંઈ પ્રમાદ થઈ ન જાય તેવો પ્રમાદનો અને પ્રતિબંધનો બાધક લક્ષ. આ પ્રમાણે (ધર્મ) પિતા ગણુપતિથી લક્ષની ઉત્પત્તિનું સૂચન કરાયું. પણ પિતાની સેવા-માંજ પુત્રે રહેવું જોઇએ તેથી લક્ષે પોતાના પિતા ગણુપતિ (ધર્મ) ની સેવામાંજ રહેવું જોઇએ અને પિતાની આજ્ઞા માનવી જોઇએ. એટલે હમેશ લક્ષ ગણુપતિ ( પ્રજા રક્ષક ) ધર્મની અભિમુખ રહેવો જોઇએ. બીજા સર્વ ગુણો અને વિષયો તરફ જે લક્ષ જાય છે તે સર્વ ગુણો અને વિષયોને તો લક્ષના તાબેદાર ગણુવાના છે; પણ લક્ષે જેના તાબામાં રહેવાનું છે તે તો તેના પિતા ગણુપતિ એટલે પ્રજાહિત ( natianal interest ) રૂપે ધર્મજ છે હાલના આપણા યુવાનો બીજી બાબતોને તાબે પોતાના લક્ષને કરી નાખે છે તેની દેશોદય અને પ્રજાહિતને વિલંબ થાય છે.

લાભ ગણપતિનો બીજો પુત્ર છે, અને તે લક્ષનો નાનો ભાઇ છે. તે ઉપરથી પણ ગણપતિ ( પ્રજાગણહિત ) રૂપ ધર્મનો એવો સંકેત સૂચવાય છે કે પ્રજાનો લાભ ત્યારેજ જળવાયછે કે જ્યારે ગણપતિ રૂપ ધર્મ સાધી શકાય અને લક્ષ પણ તે તરફજ રહે ત્યારે, એવા ઉત્તમ ધર્મને સેવનાર વ્યક્તિને પણ લાભજ થાય છે. પ્રજા-હિત સાધતાં જે જે નુકશાન અને પ્રાણાન્ત હાનિ થાય તોપણ **हतो वा प्राप्स्यसि स्वर्गं जित्वा वा भोक्ष्यसे महीम्** એ શ્રીગીતાવાક્ય સ્વધર્મસિદ્ધિ થતાં મરણ પણ વ્યક્તિને સ્વર્ગલાભ અને વિજય તે પૃથ્વી આદિક લૌકિક સુખ અને કીર્ત્તિનો લાભ આપનાર થાય છે. અર્થાત્ શ્રીગણપતિરૂપ ધર્મની ઉપાસના કરનારને બંને હાથમાં ગણપતિની પેઠે મોદકજ છે. હે મિત્રો! પ્રજાગણના હિતની સેવામાં રહેનાર લક્ષ અને લાભ તેજ ખરા લક્ષ અને લાભ છે—એ વાત તમને તમારા પૂર્વજોએ સઉથી પહેલું ગણેશપૂજન કરવાનું ફરમાવીને સૂચવેલું છે; છતાં હાલ તમે એવા મન્દબુદ્ધિને વશ થયા છો કે તમારામાં જેઓ અભણ છે તેમને તો પોતાના પ્રજાગણની કે તેના લાભની કાંઇપણ ખબરજ નથી, અને તમારામાં જેઓ ભણેલા કહેવરાવાનો દાવો કરે છે તેઓ તો પોતાનો લાડી ગાડી અને વાડીનો લાભ મુખ્ય ગણીને તેની સેવામાંજ લક્ષને યોજે છે અને તેમાંજ પોતાનો ધર્મ બજાવાયો માનીને **"ગણેશ તું પરમેશ"** ને બદલે **"ગણેશ તું પર મેશ"** જેવું કરે છે. આખી પ્રજાનો લાભ તેજ માણસ પોતાનો લાભ સમજે ત્યારેજ લાભરૂપ પુત્ર પોતાના પિતાની સેવા બજાવનાર થાય, બાકી તો લાભનો

સેવક ગણુપતિ ( ધર્મ ) બને અને બધી પ્રણાલિકા હાલ ચાલે છે તેની અરળીજ ચાલે. માટે ગણુપતિ ( પ્રજાહિત પાલન ) ધર્મને પિતાને સ્થાને રાખીને તેના આજ્ઞાંકિત પુત્રો તરીકે લક્ષ અને લાભને રાખવા એ ધર્મસંકેત સૂચવાય છે.

હવે શ્રી ગણુપતિની હજુરમાં રહેનાર જે પાસવાનો અથવા હજુરીઆ છે તે ઉપરથી આપણે ધર્મ સંકેતનો વિચાર કરીએ. શ્રી ગણુપતિનું ધ્યાન ષટ્ કોણુ યંત્રમાં મધ્ય ભાગે કરવામાં આવે છે અને તે યંત્રના ૭ ખુણામાં ૭ ગણુપતિના જેવાજ આકારવાળા પાર્શ્વદ એટલે હજુરીઆ છે. તેનાં નામ શ્રી ગણુપતિના આગળથી શરૂ કરતાં ૭એ ખુણે નીચે પ્રમાણે છે:—૧ આમોદ ૨ પ્રમોદ ૩ સુમુખ, ૪ દુર્મુખ, ૫ વિઘ્ન અને ૬ વિઘ્નકર્તા. આ પ્રમાણે ૭ હજુરીઆ ગણુપતિની પાસે રહે છે.

સઉ પહેલાં તો શ્રી ગણુપતિનું ષટ્કોણુ એટલે ૭ ખુણાવાળા યંત્રની મધ્યમાં સ્થાપવાનું અથવા ધ્યાન કરવાનું શ્રી ગણુપતિની ઉપાસનાના ગ્રંથોમાં લખેલું છે. તે ઉપરથી શ્રી ગણુપતિ—રહસ્યમાં ધર્મ—સંકેત એવો સુચવાય છે કે જ્યાં પ્રજાગણુનું હિત સાધવાનું હોય ત્યાં આગળ ૭ પ્રકારની રાજનીતિનો ઉપયોગ કરવો, તેમાં કાંઈ પણુ સંકોચ કે દોઢ ડહાપણુ કરવું નહિ; કેમ કે શ્રીગણુપતિનું આસનજ ષટ્કોણુ યંત્ર ઉપર છે. તે ૭ પ્રકારની રાજનીતિને ષાડ્ગુણ્ય કહેવામાં આવે છે તે નીચે પ્રમાણે છે. [ ૧ ] સંધિ એટલે સુલેહ. ( ૨ ) વિગ્રહ એટલે લડાઇ. ( ૩ ) યાન એટલે ચડાઇ. ( ૪ ) આસન એટલે કિલ્લેબંધી કરીને પડયા રહેવું. [ ૫ ] દ્વૈધી-

ભાવ એટલે બળવાન શત્રુની સાથે સુલેહ કરવી અને નિર્બળ શત્રુની સાથે લડાઈ કરવી. [ ૬ ] આશ્રય એટલે સામે આવેલો શત્રુ બળવાન હોય તો તેનાથી પણ બળવાન હોય તેનો આશ્રય પકડવો.

હવે આ ષાડ્ગુણ્યરૂપ જે ષટ્કોણ તે બે ત્રિકોણથીજ બનેલો છે. તે ઉપરથી એમ સમજવાનું છે કે પ્રજાહિતરૂપ ગણપતિ ( ધર્મ ) ની ઉપાસના કરવામાં રાજનીતિના ગ્રંથોમાં બતાવેલી ત્રણ શકિતઓનો ઉપયોગ સજ્જડ રીત્યે કરીને પ્રજાગણનું હિત કરવું. તે ત્રણ શકિતો તે ( ૧ ) પ્રભાવ. ( ૨ ) ઉત્સાહ. અને ( ૩ ) મંત્રની છે. તેમાં પ્રભાવ એટલે ખજાના અને લશ્કરનું તેજ તે. ઉત્સાહ એટલે પરાક્રમની ઉન્નતિથી ઉત્પન્ન થયેલી શક્તિ. મંત્ર શક્તિ એટલે સંધિ વિગ્રહાદિકની બરોબર વ્યવસ્થારૂપ શક્તિ. તેમાં વળી બે ત્રિકોણથી ઉત્પન્ન થયેલી ષટ્કોણ રચનાના મધ્યભાગમાં જે શ્રીગણપતિનું સ્થાપન કરવાનું છે ત્યાં તો ચતુષ્કોણ થાય છે અને તે સામ દામ દંડ અને ભેદ એ ચાર મુખ્ય નીતિનાં સ્વરૂપોને સૂચવે છે. આ ઉપરથી એમ સૂચવાય છે કે શ્રીગણપતિ ( પ્રજાહિત પાલનરૂપ ધર્મ ) ની સેવામાં ઉપર સમજાવી ગયા તે ષાડ્ગુણ્ય, ત્રિવિધ શક્તિ અને ચતુર્વિધ નીતિ યોજવાની જરૂર પડે ત્યાં યોજવી. માણસે પોતાની ખાનગી બાબતોમાં એવી રાજનીતિની ખટપટ યોજવી એ અધર્મ છે પણ પોતાના પ્રજાગણના હિતની બાબતમાં તો રાજનીતિનો ઉપયોગ કરવામાં જરીક પણ શંકાતું નહિ. એજ પ્રમાણે આખી દુનિયાની પ્રજાઓ (Nations) પોતાના ગણનું એટલે સામુદાયિક હિત રક્ષે છે. તેથી શાસ્ત્ર અને વ્યવહારમાં ચાલતી વ્યવસ્થાથી જેઓ વધારે

**ધર્માત્મતા અને સાધુતાનો ડાળ કરનાર હોય છે** તેઓ સર્વ મંગલના નિધાન શ્રીગણપતિ (ધર્મ) નો અપરાધ કરે છે અને પ્રજાહિતને ડુબાવનાર થઇને સર્વ ધર્મથી ભ્રષ્ટજ થાય છે.

હવે શ્રીગણપતિની સન્મુખના કોણમાં **આમોદ** નામનો પાર્ષદ છે. તે ઉપરથી એવો સંકેત નિકળે છે કે, આમોદનો અર્થ સુગંધ છે. તેથી જે સ્વધર્માચરણી પુરૂષો શ્રીગણપતિ (પ્રજાગણહિત) ધર્મની ઉપાસના કરે છે તેઓની આગળ સર્વત્ર તેમની સુકીર્ત્તિરૂપ સુવાસના ફેલાય છે; અને તેઓ પોતાની સુકીર્ત્તિના બળથી ગમે તેની સાથે **સંધિ** નામનો ગુણ આપણે ષાડ્ગુણ્ય વિષે બોલતાં બતાવી ગયા તે સિદ્ધ કરી શકે છે. જે પ્રજા સુકીર્ત્તિવાળી હોય છે તેની સાથે બીજી પ્રજાઓ સુલેહ કરે છે. પણ તે કીર્ત્તિ વગેરે તે સ્વધર્મ (ગણપાલન ધર્મ)થીજ ઉત્પન્ન થયેલી હોવી જોઇએ. નિકર ગણહિતનો નાશ કરીને મોટાં મોટાં માન કે કીર્ત્તિ પામનાર તો જે સંધિયોમાં આનંદ માને છે તે સંધિયો તો પ્રજાગણનો ઉદય કરવાને બદલે અસ્તજ કરે છે.

આમોદની આશપાશ પણ શ્રીગણપતિની સંમુખની બાજુએ **પ્રમોદ** અને **સુમુખ** નામના પાર્ષદો ( હજુરીઆ ) ષટ્કોણના બે કોણમાં છે. આ ઉપરથી એમ સૂચવાય છે કે ઉપર જે આપણે **આમોદ** ( કીર્તિરૂપ સુવાસ ) કહી ગયાં તે **વિગ્રહ** એટલે લડાઇમાં **પ્રમોદ** એટલે આનંદ માનવાથી અને **યાન** એટલે ચઢાઇમાં **સુમુખ** એટલે હસતું મુખ રાખવાથી અર્થાત્ હર્ષ અને ઉત્સાહ સાથે ચઢાઈ કરવાથી ઉત્પન્ન થયેલી હોવી જોઇયે. બિચારાં, ગરીબડાં, રાંકડાં, સાધુડાં,

ભીખારાં છે એવી કીર્ત્તિ અથવા આમોદ તે કાંઇ પ્રજાગણને લક્ષ-લાભના પિતા અને બુદ્ધિસદ્ધિના સ્વામી શ્રીગણપતિ (પ્રજાહિત ધર્મ) ની પ્રાપ્તિ કરાવનાર નથી.

શ્રીગણપતિની સંમુખના **વિગ્રહરૂપ** કોણમાં **પ્રમોદ**નું સ્થાપન તો એજ સૂચવે છે કે લડાઇથી પ્રમોદ માનવો પણ તેનાથી ભય પામવો નહિ એ પ્રજાગણના હિતરૂપ ધર્મ ( ગણપતિ ) ને માટે ખાસ અવશ્યનું છે. જે પ્રજા બ્હી બ્હીને સુલેહને ખરીદે છે તેની પાસે સુલેહનો છેવટે એક કણ પણ રહેતો નથી અને વિનાશ વધારે વહેલો થાય છે. માટે "**મરતાં મળશે સ્વર્ગને, જીત્યે મળશે ભોમ**" એ પ્રમાણે નિશ્ચય રાખીને જે પ્રજા પોતાનો ધર્મ પાળે છે તેજ પ્રજાનો **આમોદ** એટલે યશ કિંવા કીર્ત્તિ તેને લાભપ્રદ થાય છે.

હવે **યાનરૂપ** સંમુખની બાજુના કોણમાં **સુમુખ** નામના પાર્શ્વદનું સ્થાપન છે તેથી એમજ સૂચવાય છે કે ચઢાઈ કરવી ત્યારે પ્રજાએ હસતે મુખે સર્વ પ્રકારે ઉત્સાહ અને હર્ષથીજ કરવી. જે પ્રજા રોદડાં રોઈ રોઇ ભાગ્યે ટાંટીએ ચઢાઇની તૈયારીઓ કરે છે તે પ્રજા રોતી જાય તે મુવાની ખબર લાવે તેવી રીત્યે પરાજય અને અપકીર્ત્તિનીજ પ્રાપ્તિ કરે છે. તેથી ચઢાઈ વખતે તો **સુમુખ**થી સૂચવાતા હર્ષ અને ઉત્સાહથી બધી પ્રવૃત્તિ કરવી. પણ પ્રજાગણનો **આમોદ** એટલે કીર્ત્તિરૂપ સુવાસ જે ગણપતિ (ધર્મ)ની સંમુખ સીધી લીટીમાં કોણમાં છે તેને કલંક લાગે તેવી રીત્યે ચઢાઈ ન કરવી; અર્થાત્ બીજી પ્રજાના વ્યાજબી હકની વસ્તુઓ, દેશ વગેરે પડાવી લેવાને માટે કેવળ રાજ્ય લોભથી એવી ચઢાઇ કરવી નહિ. કેમ કે

તેથી તે પ્રજાગણનો **આમોદ** એટલે જસ અથવા પ્રતિષ્ઠા બીજી પ્રજાઓના મનમાંથી નાશ પામીને બીજાઓના મનમાં શત્રુતા ઉત્પન્ન થાય છે. તેજ પ્રમાણે બીજી પ્રજાઓને પીડવાના કારણ વગરજ અને પારકું પડાવી લેવાનેજ કરેલો **વિગ્રહ** એટલે લડાઇ પણ **આમોદ** એટલે જસ અથવા પ્રતિષ્ઠાને હાનિ પહોંચાડે છે અને વિનાશનાં કારણો ઉપજાવે છે. આટલાજ કારણથી શ્રીગણપતિ ( ધર્મ ) ની સંમુખની બાજુના ત્રણ ખુણામાંના મધ્યમ ખુણામાં **આમોદનું** સ્થાપન કરેલું છે અને તેની આશપાશના બે ખુણામાં **પ્રમોદ** અને **સુમુખનું** સ્થાપન કરેલું છે. સંમુખનો પ્રતિષ્ઠ. અથવા **આમોદ** વાળો ખુણો તે **સન્ધિને** સૂચવનાર છે, તેના એટલે **આમોદના** જમણા હાથ ઉપર **પ્રમોદના** સ્થાનકરૂપ ખુણો તે **વિગ્રહને** સૂચવનાર છે; અને ડાબા હાથ ઉપર **સુમુખના** સ્થાનરૂપ ખુણો તે **યાન** ( ચઢાઇ ) ને સૂચવનાર છે. આનો સંકેત એજ છે કે વિગ્રહ ( લડાઇ ) અને યાન ( ચઢાઇ ) ની વૃત્તિયોને એવી રીતે રાખવી કે જેથી **આમોદ** એટલે પ્રતિષ્ઠારૂપ સુવાસનાને હાનિ થઇ સન્ધિને હાનિ પહોંચે નહિ; તેમજ બાયલા કે બિચારા ગણાઇને "ગરીબકી જોરૂ સબકી ભાભી" જેવી પ્રતિષ્ઠા પણ થઈ જાય નહિ.

હવે શ્રીગણપતિ ( પ્રજાગણ હિત ) ધર્મની પાછળના જે ત્રણ ખુણા **ષટ્કોણ** યંત્રમાં રહ્યા. તેમાં જમણા ખુણામાં **વિઘ્નકર્ત્તા**, વચલામાં **વિઘ્ન** અને ડાબા ખુણામાં **દુર્મુખ** નામના પાર્ષદો એટલે દર્શાવ્યા છે: અને **આપણે** આગળ **હમણાંજ** ચર્ચી ગયા તેમ શ્રીગણપતિના સંમુખના ત્રણ ખુણામાં **પ્રમોદ આમોદ** અને **સુમુખ** નામના પાર્ષદો છે. તે પ્રમાણે ત્રણ આગળ અને ત્રણ પાછળ-

એમ ભાગ પાડવામાં એવો સંકેત ભાસે છે કે જેઓ હર્ષયુક્ત, કીર્તિરાગી અને ઉત્સાહવાળાં મનુષ્યો હોય છે તેઓજ શ્રી ગણપતિ ( પ્રજાગણ હિત ) રૂપ ધર્મ બજાવવામાં આગળ પડે છે; અને દુર્મુખ એટલે રોતીસિકલો તથા વિઘ્ન એટલે ભારરૂપ અથવા પ્રતિબંધરૂપ, અને વિઘ્નકર્તા એટલે પ્રજાગણ હિતમાં આડખીલી નાખનાર નિંદ્ય મનુષ્યો હોય છે તે પ્રજાગણહિત ધર્મનાં કાર્યમાં પાછળજ રહે છે. તેમજ પ્રજાગણહિતરૂપ ધર્મે એવાં મનુષ્યોને પાછળજ રાખવાં; તેમને આગળ કરવાં નહિ નિકર તે પ્રજાગણના પ્રભાવ ઉત્સાહ અને મંત્રની શક્તિઓને નિર્બલ કરી નાંખે તેવા હોય છે.

પાછળના મધ્ય કોણમાં વિઘ્નનું સ્થાન છે; તેની જમણી બાજુએ કોણમાં વિઘ્નકર્તા એટલે વિઘ્નને કરનાર અને ડાબી બાજુએ કોણમાં દુર્મુખ એટલે રોતી સિકલોવાળા મનુષ્ય હોય છે. **ખાસ વિઘ્નકર્તા**

અને જે વિઘ્ન નામના હજુરીઆના સ્થાનરૂપ જે ખુણો પાછળનો ત્રણ ખુણામાંનો મધ્યનો ખુણો છે તે આસન નામે ષડ્ગુણમાંના એક ગુણને સૂચવનાર છે. તેથી એ સૂચન થાય છે કે જ્યારે પ્રજાગણ હિતની યોજનામાં કાંઇ વિઘ્ન આવે ત્યારે કિલ્લેબંધી વગેરે હરકોઇ બચાવ કરીને પડી રહેવાનું કરવું અને અનુકૂલ સમયની એટલે લાગની રાહ જોતાં બેશી રહેવું. તેમજ જેઓ પ્રજાગણહિતની વિરૂદ્ધ આવતા હોય તેમનેજ વિઘ્નમાં નાખવા એટલે તેઓને આસન એટલે પોતાની મેળે બચાવ કરીને પડી રહેવાની જરૂર પડવાની.

ગણપતિની પાછળ આવેલા વિઘ્નની જમણી બાજુના ખુણામાં વિઘ્નકર્તા છે તે ખુણો **દ્વૈધીભાવ** નામના ષડ્ગુણમાંના એક ગુણને

સૂચવે છે. તેથી એ સૂચવાય છે કે જે વિઘ્ન કરનાર હોય તે સબળ હોય તો તેથી સંધિ કરી લેવી અને નિર્બળ હોય તો તેને વિગ્રહ ( લડાઈ ) કરીને હરાવી કાઢવો.

ગણપતિની પાછળ વિઘ્નના સ્થાનરૂપ ખુણાની ડાબી બાજુનો ખુણો દુર્મુખ નામના હજુરીઆ માટે છે. તે ખુણો આશ્રય નામના ગુણને માટે છે, તેથી એ સંકેત સૂચવાય છે કે જો વિઘ્નના કારણ રૂપ સામો પક્ષ દુર્મુખ એટલે દુરારાધ્ય એટલે કોઈ પણ રીત્યે મેળવી લેવાય તેવો ન હોય તો તેના કરતાં જે બળવાન હોય તેનો આશ્રય લેવો પણ પ્રજાહિત રક્ષવાનો અને પ્રાપ્ત કરવાનો ધર્મ બજાવવો અને તેમાં રાજનીતિની સમગ્ર યુક્તિઓનો ઉપયોગ કરવો; તથા પ્રજાગણનું હિત જાળવવું હોય ત્યાં સંકોચાવું નહિ. જે ખટપટ પોતના સ્વાર્થમાં શરમ ભરેલી ગણાય છે તે પ્રજાગણહિતમાં તેવી ગણાતી નથી; અને ગમે તેવી સ્થિતિ હોય તોપણ પ્રજાગણહિત ધર્મ ( શ્રીગણપતિ ) ની અભિમુખ પટરાણી બુદ્ધિ તેમજ પાટવી પુત્ર લક્ષને રાખવાં તો તેની સાથે સિદ્ધિ અને લાભ તો એમની મેળેજ હાજર થશે.

ષટ્કોણ યંત્રમાં છએ ખુણે મહાગણપતિના પાર્શ્વદો જે આમોદાદિ આપણે ગણાવી ગયા તે પણ ગણપતિનાજ અંશસ્વરૂપ છે, અને તે પણ ગણપ એટલે પ્રજાગણને પાળનાર ધર્મરૂપ મહાગણપતિનાજ અંશો છે. તે આમોદ આદિક ગણપતિ સાથે તેમની શક્તિઓ પણ રહેલી છે તેમનાં નામ તથા તેમાં રહેલો ધર્મ સંકેત હવે આપણે વિચારીએ છીએ:—

આમોદ નામના ગણપતિની શકિત તે **સિદ્ધિ** નામ ધારણ કરનારી છે. હવે આગળ આપણે પ્રજાહિતાર્થ સંધિના કોણના અધિપતિ તરીકે **આમોદને** ગણ્યા છે. આ ઉપરથી આમોદ સંબંધી ધર્મ સંકેતમાં સૂચવી ગયા તે પ્રમાણે પ્રજાગણના હિતની સિદ્ધિ થાય તેવોજ સંધિ કરવો જોઈએ; પણ પ્રજાગણના હિતનો નાશ કરી મોટાં મોટાં માન કે કીર્ત્તિ કે પોતાની લાડી ગાડી કે વાડીના સ્વાર્થ માટે સંધિને સેવવામાં મોટાઈ માને છે અથવા પ્રજાને તેવો સંધિ સેવવાનો ઉપદેશ કરે છે તેઓ તો આમોદ ( પ્રજા સમુદાયનો સુયશ ) અને સિદ્ધિ ( પ્રજા સમુદાયના હિતની સિદ્ધિ ) એ બંનેથી વિરૂદ્ધ વર્તી પ્રજાને ખરાબીના ખાડામાં ઉતારનાર છે. આવા પોતાના દેશને કલંક રૂપ અધમ મનુષ્યો તે હરેક દેશમાં મહાગણપતિ ( ધર્મ ) ના પરમ વિરોધી અને નાશ પામવા યોગ્ય છે.

**પ્રમોદ** નામના જે ગણપ વિષે આપણે આગળ કહી ગયા તે **વિગ્રહ**વાળા કોણના અધિપતિ છે અને તેમની શક્તિનું નામ **સમૃદ્ધિ** છે. આ ઉપરથી એમ સ્પષ્ટ સૂચવાય છે કે જે પ્રજાસમુદાય વિગ્રહ એટલે યુદ્ધથી ડરતો નથી તેજ સમૃદ્ધિને પામે છે એવો મહાગણપતિ ( પ્રજા ગણ ધર્મ ) નો સંકેત છે. જે પ્રજાઓ બ્હીકણ છે અર્થાત વિગ્રહથી ડરે છે અને જીવન ધનને અયોગ્ય રીતે વહાલાં કરે છે તે કદીપણ સમૃદ્ધિને પ્રાપ્ત કરી શકતી નથી. નાક નીચું અને પેટ ઉંચું કરનારી પ્રજાઓ અથવા તો નાક કપાવીને માથું બચાવી લેવામાં કૃતાર્થતા માનનારી પ્રજાઓ ઇતિહાસોમાં કદીપણ સમૃદ્ધિને પામેલી જણાતી નથી, પણ તેથી ઉલટું ભૂતકાળના ઇતિહાસો તો

એમ ખુલ્લું બતાવી આપે છે કે વિગ્રહવિમુખ એટલે રણકાયર પ્રજાઓની પાસે જે સમૃદ્ધિ હોય છે તે પણ—" **બોજ ઉપાડે બળદિયા તે સઉ પરને કાજ** "—એ નિયમ પ્રમાણે બીજી રણશૂર પ્રજાઓની ભોગ્ય થાય છે.

## हयखङ्गप्रसादेन वीरभोग्या वसुंधरा

એ સર્વ પ્રજાઓનો સાર્વભૌમ સિદ્ધાન્ત તે વિગ્રહ કોણ—પ્રમોદ અને તેની શક્તિ સમૃદ્ધિ ઉપરથી અત્યંત સ્પષ્ટ રીત્યે સૂચવાય છે.

**સુમુખ** નામના જે પાર્શ્વદને આગળ આપણે **યાન** એટલે ચઢાઈના કોણના અધિપતિ રૂપે યંત્રનો સંકેત સમજાવતાં કહી ગયા તેમની શકિત તે **કાન્તિ** નામની છે. અર્થાત્ પ્રજાએ જે બીજી પ્રજાઓ ઉપર ચઢાઈ કરવી તે પોતાની કાન્તિ એટલે તેજના રક્ષણ માટે કરવી તેમાં હમેશ પ્રમોદ રાખવો. પરંતુ અન્યાય વડે પોતાનું તેજ ન્યૂન થાય કે નાશ પામે તેવી ચઢાઈઓ અને લડાઈઓમાં જોડાવું નહિ; તેમજ કાયરતા કે પ્રમાદથી પોતાનું તેજ (કાન્તિ) ન્યૂન થાય કે નાશ પામે તેવી રીત્યે વિગ્રહથી વેગળા પણ રહેવું નહિ. માટે બીજી પ્રજાઓ સામે પોતાના દાબ—તેજ પ્રતાપ—કાન્તિને ટકાવવાને માટે જ યાન ચઢાઈ કરવામાં **સુમુખ** એટલે હર્ષ સાથે પ્રવૃત્તિ કરવી. કાંગલાં જેવાં મોઢાં કરીને હતકાન્તિ થઈને કિંવા હતતેજ થઈને બેશી રહેનારી પ્રજાઓની સ્થિતિનાં ચિત્રો ધ્યાનમાં લેતાં, સુમુખ ગણપ તેમની કાન્તિશકિત તથા યાનકોણ એ ત્રણનો મર્મ વાચકને હુબેહુબ સમજવામાં આવી જાય તેમ છે. જે પ્રજાઓમાં

રીતી સિક્કો પાકે છે તેવી પ્રજાઓ મહાગણપતિ (ધર્મ)થી ભ્રષ્ટ થાય છે એવું ઇતિહાસોથી આપણે પ્રત્યક્ષ સમજી શકીએ છીએ.

પટકોણ યંત્રનો સંકેત બતાવતાં આગળ જે **આસન** નામની રાજનીતિના ખુણાના અધિપતિ તરીકે **વિઘ્ન** નામના ગણપને આપણે વર્ણવી ગયા છીએ તેમની શકિત તે **મદદ્રવા** નામની **છે**. આ ઉપરથી એવો મર્મ નિકળે છે કે જ્યારે પ્રજાહિતની પ્રવૃત્તિમાં કાંઈ વિઘ્ન આવે ત્યારે એમને એમ કિલ્લેબંધી વગેરે કરીને બેશી રહેવું એટલે **આસન** નામની યુક્તિ યોજવી. પણ એમ કરીને હમેશને માટે બેશી રહેવું નહિ, પણ તે વિઘ્ન કરનાર અંદરના હોય કે બહારના હોય તેમનો મદદ્રવી જાય એટલે તેમનો મદ ઉતરી જાય તેવી યોજના પુર્વકજ **આસનને** સેવવું. એમ મહાગણપતિ ધર્મ (national duty) ઉપરથી સમજવાનું છે, કેવળ વિઘ્નથી ખંચકાઈ બેશી રહેવાથી કાંઈ પ્રજાગણ હિતની સિદ્ધિ થતી નથી. માટે વિઘ્નનાં કારણોના મદ કાયમ રહે નહી પણ દ્રવી જાય તે પ્રમાણે કરતા રહેવું અને ધૈર્ય રાખીને બેસવું. વિઘ્નનાં કારણોના મદ ઉતરી જાય અર્થાત્ તે નિર્વીર્ય થઈ જાય એટલે પાછા આમોદ, પ્રમોદ અને સુમુખને તેઓની શકિતઓ સાથે સેવવા.

આગળ **દ્વૈધીભાવ** ખુણના અધિપતિ રૂપે જે **વિઘ્નકર્ત્તા** નામના ગણનેતા **પાર્શ્વદ** કહી ગયા તેમની શક્તિ **દ્રાવિણી** નામની છે. દ્વૈધીભાવનો અર્થ એવો છે કે પ્રજાગણના હિતમાં વિઘ્ન કરનાર શત્રુ જો બળવાન હોય તો તેની સાથે સંધિ કરી લેવો એટલે તેને ગોળગોળ કરી દઇને એટલે **દ્રવીભૂત** કરીને કિંવા પલાળીને વશ કરી

લેવો. અર્થાત્ **દ્રાવિણી** શક્તિ કામે લગાડવી; અને જો નિર્બળ હોય તો તેને એકદમ ચઢાઇ કરીને તેના ઉપર હરોડો દઇને નસાડવો, એ અર્થમાં **દ્રાવિણી** શક્તિનો ઉપયોગ કરવો; એ અર્થ **દ્રાવિણી** એ શબ્દની બે પ્રકારે થતી વ્યુત્પતિથી સૂચવાય છે.

વળી ષટ્કોણ મંત્રના રહસ્યમાં આપણે આગળ **આશ્રય**ના કોણમાં **દુર્મુખ** નામે **પાર્શ્વદ** વિષે ધખી ગયા છીએ. તેમની શક્તિ અર્થાત્ પત્ની તે **મદનાવતી** નામે છે. તે ઉપરથી એમ સૂચવાય છે કે જો શત્રુ દુર્મુખ એટલે દુરારાધ્ય અર્થાત્ કોઇ પણ રીત્યે વશ ન થાય એવો હોય તો તેને **મદન** એટલે કામદેવ આદિક અનેક બીજી કામના એટલે લાલચોની જાળમાં ફસાવીને પણ તેનો વિનાશ કરીને પ્રજાહિત સાધવું અને તેટલો સમય બીજા અધિક પ્રબળનો **આશ્રય** કરવો, પણ સદાને માટે પારકે આશ્રયે પડી રહેવું નહિ; કારણ કે જે પ્રજાઓ હમેશ પારકે આશ્રયે પડી રહી છે તે પ્રજાઓએ પોતાનું સ્વાતંત્ર્ય પરિણામે ગુમાવેલું છે એમ ઇતિહાસો ઉપરથી જણાય છે. માટે આવશ્યકતા લગી અન્ય પ્રબળનો આશ્રય કરવો પણ તે સમયમાં પ્રમાદમાં પડો રહેવું નહિ; પણ દુર્મુખ કિંવા દુરારાધ્ય શત્રુને કામ આદિકના ફંદામાં ઉતારીને તેનો નાશ સાધવો અને પ્રજાસમુદાયે નિર્ભય થવું. પછી તરતજ પાછું પોતાનું સ્વાતંત્ર્ય સંપૂર્ણ રીત્યે પ્રાપ્ત કરવું એ ગણપતિ ( ધર્મ ) નો સંકેત છે.

પોતાના સ્વાર્થને માટે મનુષ્ય જે કાપટયાદિનો ઉપયોગ કરે છે તે મનુષ્ય અધમ છે; પણ પ્રજા જનસમુદાય માટે અનેક ગમે તેવી યુક્તિઓ—છળ—પ્રપંચ વગેરે યોજે અને પ્રજાગણનું હિત સાધે

તો તેમાં કોઇપણ પ્રકારની હીનતા ગણવાની નથી, એ સત્તાપાત્ર થયેલી દરેક પ્રજાના ઇતિહાસો ઉપરથી સ્પષ્ટ જણાય છે. પરંતુ વિવિધ દેશોમાં કેટલાક પેટના પૂજારાઓ ખાનગી એકલપેટા સદ્‌ગુણોનો આડંબર કરી પ્રજાઓને પાયમાલ કરનારા હોય છે તેઓનો એકલપેટો સદ્‌ગુણ વાસ્તવે ખરો હોય તો પણ તે નઠારામાં નઠારા દુર્ગુણ કરતાં પણ ખરાબ છે-કેમકે ઘી સાકર જેવા પૌષ્ટિક પદાર્થનું અજીર્ણ તે પણ પ્રાણહારક મૃત્યુનું કાર્ય સાધે છે-તેજ પ્રમાણે જે મનુષ્ય પોતાના સદ્‌ગુણોનો ભોગ આખી પ્રજાસમુદાયના હિત માટે પણ આપતો નથી તેનો સદ્‌ગુણ તે એકલપેટો હોઇ આખી પ્રજાના દુર્ગુણની પેઠે આખી પ્રજાનો નિપાત અને નાશ કરનાર થઇ મહા પાપનેજ ઠેકાણે આવીને બેસે છે-મહા પાપ રૂપજ છે. પણ જે પ્રજાઓમાંની વ્યક્તિઓ સ્વાર્થબલિ આપીને સર્વ પ્રકારે નિઃસંકોચપણે પ્રજાગણહિતરૂપ ( ગણપતિ=ધર્મ ) નું ઉપાસન કરે છે તે પ્રજાઓ સંપૂર્ણ સમૃદ્ધિ અને લક્ષ્મીરૂપ પૃથ્વીને ભોગવે છે, તે સૂચવવાને માટે એમ પણ ગણપતિઉપાસનમાં બતાવ્યું છે કે ગણપતિની આગળ પાછળ ષટ્કોણ યંત્રના ખુણાઓમાં ઉપર જણાવી ગયા તે પ્રમાણે જેમ **આમોદ** વગેરે પાર્શ્વદો એટલે પાસવાનો છે, તેમજ ગણપતિની બે બાજુએ **શંખ** અને **પદ્મ** એ નામના મહાનિધિઓ એટલે મોટા ખજાનાઓ મૂર્તિમાન્ બિરાજે છે. **શંખ**નો રંગ ઉજળો છે અને **પદ્મ**નો રંગ રાતો છે. તે ઉપરથી ઉજળી કીર્તિ અને રાતું માંગલ્ય સૂચવાય છે. **શંખ** નામના નિધિની પત્ની **વસુધા** એટલે વસુને ધારણ કરનારી દેવી છે, અને **પદ્મ** નિધિની પત્ની તે **વસુમતી** એટલે વસુથી યુક્ત એવી દેવી છે. તાત્પર્ય એજ કે જે પ્રજાગણ

શ્રી મહાગણપતિ-ધર્મ ( Nation's duty ) ની ઉપાસના કરે છે તેજ સંપૂર્ણ કોષબળ અને તે કોષબળથી આખી વસુંધરાને ભોગવનાર થાય છે.

ત્યાર પછી ગણપતિપૂજનમાં તેમની આગળ પાછળ લોકમાતા શક્તિઓ અને ઇન્દ્રાદિ દેવોનું સ્થાપન છે. તે ઉપરથી પણ એજ સૂચવાય છે કે પ્રજા સમુદાયના હિતને પ્રજાએ સર્વ પ્રકારની શક્તિઓ એટલે સામર્થ્યથી નિરંતર મેળવતા રહેવું; તથા દેવો વડે સૂચવતા રાજગુણો અને તે પણ દૈવી ગુણોને ધારણ કરતા રહેવું. આ પ્રમાણે કરવામાં આવે તોજ પેલા નિધિરૂપ વસુ અને વસુંધરા નિરંતર તે પ્રજાગણના હાથમાં રહે. વસુ અને વસુંધરાના સંરક્ષણ માટે આટલેથીજ બસ થતું નથી પણ તેથી આગળ કુલિશ એટલે વજ્રાદિક શસ્ત્ર અસ્ત્રનું ચારે તરફ સ્થાપન અને પૂજન ગણેશ ઉપાસનમાં આપેલું છે. તેનું તાત્પર્ય પણ એજ છે કે જે પ્રજાગણ શસ્ત્રાસ્ત્ર વિદ્યા કળા અને સામગ્રીને સેવે છે તેજ પ્રજાગણ વસુ અને વસુંધરાને પોતાના કબજામાં રાખીને ભોગવી શકે છે. શાક શમારવાની છરીથી બ્હીનારી પ્રજા ગમે તેવી રાજનીતિની વાતો કરે અને સમજે તથા ગમે તેવા દૈવી ગુણો મેળવે તો પણ શસ્ત્રાસ્ત્રના પૂજનસેવન વિના વસુ અને વસુંધરાથી વિમુખ રહે એવું પ્રજાઓના ઇતિહાસો ઉપરથી આપણે જોઇએ છીએ. **पुनर्दरिद्री पुनरेव पापी** ફરી ફરીને દરિદ્રી થઇને પાપી થાય છે.

આ પ્રમાણે ષટ્કોણના કોણમાં અને તેની આજુ બાજુએ ફરતાં ચોતરફ પાર્શ્વદ, તેમની શક્તિઓ, અન્ય દેવતાઓ અને શસ્ત્રા-

આના પૂજનમાં રહેલું રહસ્ય છે. એ ષટ્કોણની મધ્યમાં શ્રીમન્મહા ગણાધિપતિ સિદ્ધિ બુદ્ધિ સહિત બિરાજે છે. તેમની પાસેજ જે મુખ્ય દેવોનું સ્થાપન છે, તેનો વિચાર પણ ગણપતિ (ધર્મ) ના સંબંધે વિશેષ પ્રકાશ પાડે તેમ છે તે વિષે કહેવામાં આવે છે.

શ્રી મહાગણપતિની આગળ એટલે સંમુખ શાંડિલ્ય એટલે બિલીના વૃક્ષના મૂળ આગળ લક્ષ્મીસહિત શંખ ચક્રને ધારણ કરનાર શ્રી વિષ્ણુ છે. આ ઉપરથી પ્રજા સમૂહનું પાલન લક્ષમાં રાખીને શ્રી ગણપતિ (પ્રજાગણપાલનરૂપ) ધર્મની ઉપાસના કરવાની છે એમ સૂચવાય છે; કેમકે વિષ્ણુ એ રક્ષક સત્તાના અધિષ્ઠાતા છે અને લક્ષ્મી તે આબાદી તથા સમૃદ્ધિની મૂર્ત્તિ છે. વળી તેજ પ્રમાણે શ્રી ગણપતિ (પ્રજાગણ ધર્મ) નું જેઓ યથાર્થ ઉપાસન કરે છે, તેઓની આગળ વિષ્ણુ એટલે પ્રજા સંરક્ષણ (Nation's Safety) અને લક્ષ્મી (National prosperity) સ્વતઃ આવીને ખડાં થાય છે. બિલીના ઝાડ નીચે વિષ્ણુ અને લક્ષ્મી જે ગણપતિની આગળ રહે છે તેનું રહસ્ય તો એજ છે કે બિલીનાં પત્ર ને રૂદ્ર જે સંહાર શક્તિના અધિપતિ છે તેની પૂજામાં યોજાય છે. અર્થાત્ સંરક્ષણ (વિષ્ણુ) અને આબાદી (લક્ષ્મી) તે કાંઈ મોધકાંગલાઓને પ્રાપ્ત થતાં નથી, પણ જે જે પ્રજાઓ રૌદ્ર (સંહારક) શક્તિમાં પણ નિપુણ એટલે સમશેર બહાદૂર હોય છે તે તે પ્રજાઓજ શ્રી ગણપતિ (પ્રજાગણ ધર્મ) બજાવીને સલામતી (વિષ્ણુ)ને અને આબાદી (લક્ષ્મી) ને પોતાની આગળ લાવીને ખડાં કરી શકે છે.

શ્રી મહાગણપતિની જમણી બાજુએ ન્યગ્રોધ એટલે વડના ઝાડ

નીચે શ્રી મહારૂદ્ર શંકર પોતાની શક્તિ ભવાની ગિરિજા સાથે પરશુ અને ત્રિશુલને ધારણ કરતા બિરાજે છે. આ ઉપરથી શ્રી ગણપતિ ( પ્રજાગણ ધર્મ )નું કેવું રહસ્ય સૂચવાય છે તે નિરંતર ધ્યાનમાં રાખવા જેવું છે. આપણે સર્વ જાણીએ છીએ કે વિષ્ણુ એ પાલન શક્તિના અધિષ્ઠાતા છે અને શંકર એ સંહાર શક્તિના અધિષ્ઠાતા છે. વિષ્ણુ એટલે પ્રજા પાલનને લક્ષમાં રાખવાનું હોવાથી આપણે ઉપર કહી ગયા તે પ્રમાણે વિષ્ણુને આગળ સંમુખ રાખેલા છે, તોપણ પ્રજાગણના શત્રુઓનો સંહાર કરવાની શક્તિના પતિને પોતાના જમણા હાથમાં પ્રજાગણના ધર્મે ( એટલે ગણપતિયે ) રાખવાના છે. અર્થાત્ જે જે પ્રજાઓ યુદ્ધ કરવાના બળવાળી હોય છે તે પ્રજાઓજ સ્વ પ્રજાગણનું રક્ષણ કરી શકે છે એ સ્વાભાવિક સિદ્ધાન્ત રહસ્ય તરીકે આ પૂજનવ્યૂહમાં સૂચવાયલો છે. વળી શંકરના હાથમાં હથિયારમાં પરશુ એટલે કુહાડો અને ત્રિશુલજ આપેલાં છે તે ઉપરથી સંહાર પ્રહાર શક્તિનુંજ સૂચન થાય છે. તેમની શક્તિ પણ ગિરિજા વર્ણ-વેલી છે, તેનો અર્થ એજ કે પ્રજાગણે અદ્રિ એટલે પહાડ જેવા કઠોર અને અચલ હૃદયથી પ્રજાગણના વિરોધીઓનો નિગ્રહ કરવાની શક્તિ-રૂપ સામર્થ્ય નિરંતર પોતાના જમણા હાથમાં રાખવું. આ સાર્વભૌમ સત્ય સિદ્ધાન્ત જે જે પ્રજાઓ આ ભૂમંડલમાં સમજે છે અને તે પ્રમાણે વર્ત્તે છે, તે તે પ્રજાઓ સ્વપ્રજાગણનું રક્ષણ કરી શકે છે, અર્થાત્ વિષ્ણુને અને લક્ષ્મીને પોતાની આગળ રાખી શકે છે. બીજી પ્રજાઓ વિષ્ણુ અને લક્ષ્મીને બદલે વિનાશ અને દારિદ્રયનેજ પોતાની આગળ રાખે છે. પછી ભલેને ભક્તિને બદલે ઘેલછા અને વૈરાગ્યને બદલે કાયરતા ગ્રહણ કરીને મિથ્યા ધાર્મિકપણાનો મિથ્યાભિમાન કર્યા

કરે. સારા રક્ષકો વખતે પૂણ્યયોગે મળે પણ એવી નિર્બલ પ્રજાઓ પોતાના રક્ષકોને પણ જરૂરને સમયે મદદ કરી બચાવી શકે નહિ અને પરિણામે વિનાશ અને દરિદ્રતાનોજ ભોગ થઇ પડે.

જે પ્રજાના જમણા હાથે સંહાર શક્તિ એટલે લડાયક બળ (મહારૂદ્ર) હોય તેજ પ્રજાના ડાબા હાથ તરફ એટલે ડાબા હાથમાં પૃથ્વી એટલે આખી પૃથ્વીનું રાજ્ય હોય છે એ રહસ્ય પણ ગણપતિ-(પ્રજાગણ ધર્મ)ના રહસ્યમાં સૂચવ્યું છે તે જુઓ. શ્રીગણપતિના પૂજન વ્યૂહમાં જેમ જમણા હાથ તરફ સંહારક સત્તાના અધિપતિ રૂદ્ર ભગવાનનું સ્થાપન ઉપરના ફકરામાં આવી ગયું, તેજ પ્રમાણે શ્રી ગણપતિના ડાબા હસ્ત તરફ ચક્ર અને ગદાને ધારણ કરનાર શ્રી વરાહાવતાર પોપટ અને ડાંગરની મંજરી ધારણ કરનારી શ્રી ધરણી-દેવી અર્થાત્ પૃથ્વીદેવી સહિત પ્રિયંગુ લતાની નીચે વિરાજે છે. મિત્રો, આપણે સર્વ જાણીયે છીએ કે વિષ્ણુએ વરાહ અવતારમાં પોતાની દાંતી ઉપર મુકીને રસાતલ જતી પૃથ્વીને ઉદ્ધારી આણી છે. તે પ્રમાણે એ પૃથ્વીની પુનઃ પ્રાપ્તિ કરવાને જે પ્રજાઓ ઇચ્છતી હોય અથવા પ્રાપ્ત થયેલી પૃથ્વીનું રક્ષણ કરવા ઇચ્છતી હોય તેમણે તો જમણા હાથમાં રૌદ્રી સંહાર શક્તિ સંગ્રામબળ રાખવુંજ જોઇએ. યજ્ઞ વરાહના હાથમાં ચક્ર અને ગદારૂપ હથિયાર છે તેથી તેમની પૃથ્વી પુનઃ પ્રાપ્ત કરવાની યોગ્યતા સૂચવાય છે; અને પૃથ્વી દેવીના હાથમાં પોપટ અને ધાન્ય (ડાંગર) નું કણસલું આપેલું છે, તેજ પૃથ્વી રસાતલ ગયેલી પુરાણમાં વર્ણવેલી છે, તે ઉપરથી એમજ સૂચવાય છે કે જે દેશોમાં પોપટીયું જ્ઞાન વધે છે અને જે દેશો માત્ર ધાન્ય ખાવાને

માટે નાક નીચું અને પેટ ઉંચું કરે છે અર્થાત્ પેટભરાપણાને વશ થાય છે તેજ દેશો રસાતલ જાય છે. તે પૃથ્વીને પ્રલય જળમાં ડુબેલી હોય તેમાંથી ઉદ્ધારીને ઉંચી આણવાને માટે યજ્ઞવરાહના જેવા ચક્ર ગદાને ધારણ કરનારની આવશ્યકતા રહે છે. યજ્ઞ વરાહ ઉપરથી યજ્ઞ એટલે Sacrifice ( self sacrifice ) કરે તેવા અવતારી પુરૂષ સૂચવાય છે. આ સિદ્ધાન્ત તે આખી પૃથ્વી ઉપરના વિવિધ દેશોની સર્વ પ્રજાઓના ગણની અવનતિ અને ઉન્નતિના રહસ્યને સંપૂર્ણ રીતે દર્શાવી ગણપતિ ( પ્રજાગણધર્મ )નું તાત્પર્ય સૂચવે છે. વળી આ યજ્ઞવરાહની ઉત્પત્તિ બ્રહ્માના નાકમાંથી થયેલી પુરાણોમાં વર્ણવી છે. તેથી શું તાત્પર્ય સૂચવાય છે? બ્રહ્મા તે શાસ્ત્ર અને જ્ઞાનનું સ્વરૂપજ છે, અર્થાત્ જ્યારે વિદ્વાન્ પુરૂષોને પોતાના નાક ટેકનું ભાન થાય છે ત્યારે તેમાંથી યજ્ઞવરાહ એટલે self sacrifice ( આત્મબલિ ) કરનાર મહા પુરૂષની ઉત્પત્તિ થાય છે; અને આ સિદ્ધાન્ત તે આપણને વિવિધ ખંડોના સર્વ દેશોની પ્રજાઓના ઇતિહાસો ઉપરથી પ્રત્યક્ષ સમજાય છે.

શ્રી ગણપતિની દક્ષિણે શ્રી શંકરને ન્યગ્રોધ વૃક્ષ નીચે બેસાડેલા છે અને વામે શ્રી વરાહ ભગવાનને પ્રિયંગુ લતા નીચે બેસાડયા છે, તેમાં પણ શ્રી ગણપતિ ( ધર્મ )નું ઉત્તમ રહસ્ય રહેલું છે. ન્યગ્રોધ શબ્દમાં **न्यक्** અને **रोध** એવા બે શબ્દો રહેલા છે. **न्यक्** એટલે તિરસ્કાર અને **रोध** એટલે પ્રતિબંધ. તે ઉપરથી એમ સમજવાનું છે કે જે પ્રજાગણનો તિરસ્કાર કરે અને પ્રજાગણના હિતનો રોધ કરે તેના સામે પ્રજાગણોએ ત્રિશૂળ અને કુહાડો ( પરશુ ) ધારણ કરનાર

રૌદ્રી સંહાર શક્તિનો ઉપયોગ કરવો જોઇયે. તેમજ **પ્રિયંગુ** શબ્દનો એવો અર્થ છે કે **પ્રિયં ગુવતિ** અર્થાત્ વહાલી વસ્તુઓને જે વિષ્ટા સમાન ગણીને તજે છે તે **પ્રિયંગુ.** પ્રિયંગુ લતાની નીચે પૃથ્વીને પ્રલય જલમાંથી ઉંચી આણી બચાવનાર શ્રી યજ્ઞવરાહનો અવતાર બતાવ્યો છે, તેનો અર્થજ એ છે કે જેને શ્રી યજ્ઞવરાહ બનીને એ-ટલે Self sacrifice કરીને પૃથ્વીનો પુનરૂદ્ધાર કરવો છે તે પ્રજા-ઓએ પોતાની વહાલી વસ્તુઓ—જેવીકે તન મન અને ધનનો કાક-વિષ્ટાવત્ ત્યાગ કરવો જોઇયે. તોજ તેઓ પૃથ્વી ( માતૃભૂમિ ) નો ઉદ્ધાર કરી શકે છે. નિકર જે પ્રજાઓ લાડી વાડી ગાડી અને નિરાં-તના સુખને માટે નામોશી ભરેલી નીચનમી સ્થિતિને પણ ભૂષણ માનવામાં તત્વજ્ઞાની બની બેસે છે, એવી પ્રજાઓથી કદી પણ પૃથ્વી-નો ઉદ્ધાર થઇ શકતો નથી. એ રહસ્ય ગણપતિ ( ધર્મ ) ની આશ-પાસ નિકટ સ્થાપવાના દેવો ઉપરથી સૂચવાય છે.

હવે કોઇ એમ કહેશે કે આ ગણપતિ ( ધર્મ )ના રહસ્યમાં તો વિષ્ણુ ( પ્રજા પાલન ) અને લક્ષ્મી ( આબાદી )ને આગળ લક્ષ્ય બિંદુરૂપે રાખીને શ્રી શંકર ( સંહાર સામર્થ્ય ) નો ઉપયોગ કરી યજ્ઞ વરાહ ( self sacrificer ) બની ધરણી ( માતૃ ભૂમિ ) નો ઉદ્ધાર કરવાનો કઠણ ધર્મ સર્વ દેશોની પ્રજાઓનો સૂચવાયો. પણ પ્રજા-ઓને કાંઇ સંસાર સુખની વાત તો બતાવવામાં આવીજ નહિ એ શું? આનું સમાધાન પણ દેવતા વ્યૂહનો વિચાર કરતાં હમણાજ આપણને જણાઈ આવશે. શ્રી ગણપતિની પાછળ પિપ્પળના વૃક્ષ નીચે રતિ-દેવીની સાથે કામદેવ વિરાજે છે. કામદેવના હાથમાં શેલડીનું ધનુષ્ય

અને પુષ્પના બાણુ આવી રહેલાં છે, અને રતિદેવીના બે હાથમાં બે કમળ આવી રહેલાં છે. આ ઉપરથી પ્રજાગણ ધર્મ ( ગણપતિ ) ના રહસ્યનો એ મુખ્ય સિદ્ધાન્ત સૂચવાય છે કે સ્ત્રી પુરૂષના લગ્નરૂપ પ્રજાસંતતિ અર્થે કામદેવ અને રતિના સહકારી બળની પણ અપેક્ષા રહે છે. જો લગ્ન નહિ હોય તો પ્રજાનો વેલો આગળ ચાલે નહિ, અને પ્રજાગણુનો અંત આવી જાય. તેથી લગ્નવડે સૂચવાતી વિવાહિત સ્થિતિ, શેલડીના ધનુષ્યવડે સૂચવાતી ખાનપાનની મજા, અને પુષ્પવડે સૂચવાતા ગંધાદિક સારા સારા વિષયોનો ઉપભોગ તે પણ પ્રજાઓને જરૂરનો છે. પણ ખાનપાન અને લાડીવાડીનાં સુખ તે બધાને શ્રી ગણુપતિ ( National duty )ની પાછળ રાખવાનાં છે. પણ તેમને પ્રજાગણુ ધર્મ ( ગણુપતિ )ની આગળ મુકવાનાં નથી. જેઓ સંસાર સુખનેજ સર્વ સુધારણાનું ટોચકું માનીને વર્ત્તનાર છે તેઓ, એટલે કામને જેઓ પ્રજાગણુધર્મ કરતાં આગળ ગણુનાર છે તેઓ કદી પણ તે જમણે હાથે રૂદ્ર સત્તા અને ડાબે હાથે ભૂમિને ધરનાર વિકટ ગણુપતિ ( ધર્મ )ને બજાવી શકવાના નહિજ, એ વાત આ કામદેવ અને રતિને ગણુપતિની પાછળ રાખીને સૂચવી છે. કામ રતિ તે સંસારમાં મોજમજા માટે નહિ પણ પ્રજા સ્થિતિ વૃદ્ધિ અને શુદ્ધિ માટે છે એવો જે ગૃહસ્થાશ્રમનો સિદ્ધાન્ત આર્યપ્રજાનો છે તે આ યોજનાથી ઘણીજ સારી રીત્યે બતાવી શકાયો છે. પીપળનું ઝાડ ઘણુંજ આરોગ્યપ્રદ ગણ્યું છે તે ઉપરથી એ પણ સૂચવાય છે કે કામોપભોગ એવી રીત્યે થવો જોઇએ કે જેથી પ્રજાગણુનું આરોગ્ય સારી પેઠે જળવાય અને ભવિષ્યની પ્રજા ઉત્તરોત્તર અધિક આરોગ્યવાન, થતી જાય.

વળી ગણુપતિનું પોતાનું સિંહાસન તે ઇક્ષુદ્રવ એટલે શેલડીના રસના સમુદ્રની વચ્ચે રત્નદ્વીપમાં કલ્પવૃક્ષની નીચે છે. તે ઉપરથી એ રહસ્ય સૂચવાય છે કે જેમ શેલડી પીલાય છે તે પ્રમાણે પીલાઇ જવું પણ જે પ્રજાઓ પોતાના સામુદાયિક કર્ત્તવ્યને માટે સાકર જેવું ગળ્યું માને છે, તેજ શ્રી ગણુપતિ ( પ્રજાધર્મ )નું ઉપાસન કરી શકે છે; અને રત્નદ્વીપ એટલે સમગ્ર સમૃદ્ધિમય સ્થાનની પ્રાપ્તિ કરી શકે છે; અને તેમાં કલ્પવૃક્ષવડે મનવાંછિત ફળની સિદ્ધિ કરી શકે છે.

આટલું રહસ્ય તો પ્રજાધર્મના અભ્યુદયસાધક ભાગનું કહેવામાં આવ્યું. પણ તે પ્રાપ્ત અભ્યુદયનું નિરંતર રક્ષણ કરનારો પ્રજા ગણુનો ધર્મ તે તો ગણુપતિના પોતાના મુખ્ય પરાક્રમનો મર્મ વિચારતાં જાણી શકાય તેમ છે. અને તે આ પ્રમાણે છે:-શ્રી ગણુપતિએ **મદાસુર** નામના અસુરનો સંહાર કરીને આખા જગતને સુખી કર્યું તે શ્રીગણુપતિનું મુખ્ય ચરિત પરાક્રમ છે. કોઇ પણ પ્રજાગણુ ગમે તેવો સારી પેડે ગણુપતિ રહસ્યના સંકેત પ્રમાણે, વર્ત્તીને અભ્યુદય સિદ્ધ કરે તોપણુ એટલું તો યાદ રાખવાનું કે જ્યાં લગી **મદાસુર** એટલે મદરૂપી આસુરી ગુણુનો સંહાર ન કરે ત્યાં લગી અન્તિમ પરિણામની સિદ્ધિ થઇ ગણાય નહિ. આ મદમાં બેદરકારી ભરેલા ગર્વ અને પ્રમાદનો સમાવેશ થાય છે. અનેક પ્રજાઓના ઇતિહાસો ઉપરથી આપણે જોઇએ છીએ કે પ્રજા તરીકેનો પોતાનો સમગ્ર ધર્મ બજાવી અભ્યુદય પામ્યા પછી અયોગ્ય ગર્વ અથવા પ્રમાદરૂપ મદની ઉત્પત્તિ થતાં પાછો અસ્તનોજ ક્રમ શરૂ થયેલો છે.

# શ્રી ગણેશ રહસ્યમાં—ધર્મ સંકેત.

## ચરિત્રલક્ષ.

શ્રી ગણેશચરિત્રના સંબંધમાં બ્રહ્મવૈવર્ત પુરાણમાં એક કથા ગણપતિ ખંડમાં છે. તે ઉપરથી પણ આપણને શ્રી ગણેશ રહસ્યના ધર્મ સંકેત વિષે વિશેષ સમજણ પડે તેમ છે. તે કથા એવી છે કે જ્યારે સહસ્રાર્જુન, કાર્તવીર્ય અને બીજા ક્ષત્રિય રાજાઓ રાજ્ય-મદથી છકી જઇને પવિત્ર અને શાન્ત મુનિયો પ્રતિ ઉદ્ધતપણે વર્તવા લાગ્યા તેમજ બીજી શસ્ત્રહીન પ્રજાને પણ પીડવા લાગ્યા અને આ-ખરે જ્યારે સહસ્રાર્જુને પરશુરામના પિતા જમદગ્નિને સતાવી માર્યા ત્યારે પરશુરામે **શ્રીશંકરને** પ્રસન્ન કરવા તપશ્ચર્યા કરીને શંકર પાસેથી ધનુર્વેદ વિદ્યા પ્રાપ્ત કરી અને સહસ્રાર્જુનને માર્યો અને એકવીશવાર નક્ષત્રી પૃથ્વી કરી અને ક્ષત્રીઓનો મદ ઉતાર્યો. તે પછી સંતોષ પામેલા પરશુરામ પોતાના ગુરૂ શ્રી શંકરભગવાનની પાસે તેમનાં દર્શન કરવાની ઇચ્છાથી કૈલાસમાં ગયા. શંકરના બીજા અનેક ગણો બારણે ચોકી કરવા બેઠેલા તેમની રજા લેઇને છેક શ્રીશંકર અને પાર્વતી જે ઓરડીમાં બિરાજતાં હતાં, તેજ ઓરડીના બારણા આગળ આવી પહોંચ્યા. ત્યાં ગણપતિ પોતેજ પહેરેગિર હતા. તેમણે પરશુરામને અંદર ન જવા દેતાં રોકયા, અને કહ્યું કે અત્યારે મારાં માતાપિતા એકાં-ન્તમાં છે, તથા તેમનીજ આજ્ઞાથી હું અત્રે કોઇને પણ અંદર નહિ

જવા દેવાને માટે ચોકી ઉપર બેઠો છું. પરશુરામે હઠ કરી કહ્યું કેઃ- મારાં પણ તેઓ ગુરૂ અને ગુરૂપત્ની હોવાથી માતાપિતાજ છે, કાંઇ તે તમારા એકલાનાં માતાપિતા નથી. માટે હું તો હાલ જ શ્રી શંકર ભગવાનનાં અને માતુઃશ્રી પાર્વતીજીનાં દર્શન કરીને મારે ઘેર જાઇશ. ગણુપતિએ કહ્યું કેઃ-માતા પિતા, ગુરૂ ગુરૂપત્ની, વગેરે વડીલો એકાન્તમાં હોય ત્યારે મનુષ્યે તેમની પાસે જવું નહિ એવી ધર્મની મર્યાદા છે, શ્રી પરશુરામે કહ્યું કેઃ-જેમના અંતઃકરણમાં કામવાસના કાંઇ પણ રહી હોય તેમને માટે એ મર્યાદા છે, પણ હું નિષ્કામ અંતઃકરણવાળો બ્રહ્મચારી અને શ્રી શંકર પાર્વતીનો બાળકજ છું, તેથી મને એવી ધર્મમર્યાદા લાગુ પડતી નથી, માટે હે ગણેશ ! તમે બાળકબુદ્ધિ છો, તેથી તમે મને રોકો છો, પણ હું તો ઉમા મહેશ્વરની પાસે જવાનોજ. એમ કહીને પરશુરામ ગણુપતિને ધક્કો મારીને અંદર જવા લાગ્યા, ત્યારે ફરીને પણ ગણુપતિએ તેમને અનેક શાસ્ત્રની તત્વચર્ચા કરીને ત્યાં રોકયા પણ પરશુરામજી ઉદ્ધત થઇને રોકયા રહેવા ન લાગ્યા અને ગણુપતિ સામે બળ કરવા લાગ્યા અને ગણેશનું અપમાન કરવા લાગ્યા. બાઝમ્ બાઝા થતાં ગણુપતિએ ઘણીજ ક્ષમા અને શાન્તિ રાખી સમજાવવા માંડયા તે છતાં પણ પરશુરામ પોતાની હઠમાંથી ડગ્યા નહિ. તથા બાઝમ્બાઝા વધારે જોરથી કરી. તેથી શ્રી ગણુપતિએ એકજ હાથે પરશુરામને ઉચકીને પોતાના યોગબળે તે હાથ એટલો લાંબો કરી દીધો કે વૈકુંઠ, ગોલોક અને મહાકૈલાસ વગેરે લોકો પરશુરામની દૃષ્ટિએ પડવા લાગ્યા; અને ગણુપતિએ પરશુરામને ફેરવીને સમુદ્રમાં નાંખી દીધા; એ પ્રમાણે અનેકવાર ઉંચા કરી કરીને સાગરમાં ફેંકી દીધા, પછી પરશુરામે શિવની આપેલી વિદ્યાવડેજ તરત

પાછા આવીને ગણપતિ જોડે યુદ્ધ ચાલુ રાખ્યું; અને પોતાની ફરશી-વડે શ્રી ગણપતિના દાંત ઉપર પ્રહાર કર્યો. તેથી ગણેશનો એક દાંત ભાંગીને ભૂમિ ઉપર પડ્યો અને તે પડવાથી એવો ધબાકો થયો કે આખી પૃથ્વી કંપી. તેથી શિવ અને પાર્વતીજી બંને અંદરથી બહાર આવ્યા. કેમકે દાંતના ધબાકાની સાથે રૂદ્રના ગણોએ પણ મોટો કોલાહલ કર્યો હતો. શ્રી શંકર પાર્વતીને સર્વ હકીકત કાર્તિકસ્વામીએ કહી. આથી પાર્વતીજીને અત્યંત ખોટું લાગ્યું અને પરશુરામનો અપરાધ સાબીત થતાં તેમને શિક્ષા કરવાને મહાદેવજીને તેમણે પ્રાર્થના કરી અને પરશુરામને શિક્ષા પણ થાત, પરંતુ શ્રી વિષ્ણુ ભગવાનની ઉપાસના શ્રી શંકરે પરશુરામને શીખવેલી તેથી વિષ્ણુ પોતેજ એક બટુકનું રૂપ ધારણ કરીને આવ્યા; અને પરશુરામનો અપરાધ થયો છે એ વાત કબુલ રાખીને શ્રી શિવ પાર્વતીજીને સમજાવ્યાં કે જેવા કાર્તિક સ્વામી, જેવા ગણપતિ, તેવાજ આ પરશુરામ પણ આપના શિષ્ય હોવાથી આપના પુત્રજ છે, માટે તેમને આપ માતાપિતા ક્ષમા કરો. શ્રી વિષ્ણુએ પરશુરામની પાસે ઉમા મહેશ્વર અને ગણપતિની સ્તુતિ કરાવી, અને ગણપતિને એકદંત એવા નામથી પરમ પૂજ્ય ઠરાવીને શ્રી વિષ્ણુ ભગવાને પરશુરામને માફી અપાવી. આ ઉપરથી સાર એજ નિકળે છે કેઃ—શ્રી પરશુરામે દુષ્ટ અને ઉન્મત્ત થયેલા ક્ષત્રિયોનો મદ ઉતારી પ્રજાને સુખી કરવાનો પ્રજાગણ ધર્મ બજાવ્યો હતો, તેથીજ તે સાક્ષાત્ પ્રજાગણ ધર્મની મૂર્ત્તિ શ્રી ગણપતિની આગળ પણ આટલી સિરજોરી કરી શક્યાં. તેમજ શ્રી ગણપતિ અનેક પરશુરામનો સંહાર કરવાની શક્તિવાળા હતા તે છતાં પણ તેમણે પરશુરામ ઉપર પ્રહાર ન કરતાં ઘણી ક્ષમા વાપરી અને માત્ર પોતાની શક્તિવડે

તેમને ઉચકી ઉચકીને વેગળા ફેંકી દીધા અને પોતાનો દ્વારપાળ તરીકેનો ધર્મ બજાવ્યો અને છેવટ લગી પરશુરામને રોકી રાખ્યા. આ પ્રસંગે ગણપતિએ જે સાત્વિક સ્વભાવ દર્શાવ્યો છે અને પરશુરામ પ્રત્યે ભ્રાતૃભાવ દર્શાવીને તેમને વારવા પ્રયત્ન કર્યો છે, તેનું વર્ણન એવું તો સરસ બ્રહ્મવૈવર્ત્ત પુરાણના ગણપતિ ખંડમાં આપેલું છે કે તે ઉપરથી આપણને આપણા પ્રજાધર્મ વિષયક એવું અત્યન્ત ઉપયોગી સ્વધર્મનું શિક્ષણ મળે છે કેઃ–પ્રજાગણધર્મનો સ્વભાવજ એવો હોવો જોઇયે કે પ્રજાગણના નાયકોમાં પ્રજાની સ્વધર્મપરાયણ વ્યક્તિઓ પ્રત્યે અત્યંત ક્ષમાભાવ અને બંધુભાવ હોવો જોઇએ. પ્રજાગણના નાયકોમાં ( ગણ નાયકોમાં ) અત્યંત શક્તિ હોય તોપણ તેમનામાં તુંડ મિજાજ કે અભિમાન હોવો જોઇયે નહિ. આમ હોય તોજ પ્રજાગણની શક્તિ ( પાર્વતી ) અને પ્રજાગણના કલ્યાણ ( શિવ ) એ બંનેની આજ્ઞા પાળી શકાય, તથા પરશુરામ જેવા તલવારબહાદૂર વીરપુરૂષોની સંહાર કરવાની વૃત્તિને રોકી શકાય; તથા પરિણામે જેમ શિવશક્તિ પોતાના ઓરડામાંથી બહાર આવી પહોંચ્યાં તેજ પ્રમાણે પ્રજાગણના કલ્યાણ અને સામર્થ્યને તે સંતાઇ ગયાં હોય ત્યાંથી પણ બહાર આણીને તેનો સાક્ષાત્કાર કરી શકાય. પ્રજાગણનાં કલ્યાણ અને શક્તિ (શિવ શક્તિ)નાં દર્શન કરવાને અતિ આતુર એવા પરશુરામ જેવા મહા વીરપુરૂષો પોતાની આતુરતામાં વખતે મર્યાદાનો ત્યાગ કરવાને તત્પર થાય તોપણ પ્રજાગણનાયકોએ શ્રી ગણપતિની પેઠેજ વર્તવું જોઇએ. એમાંજ ગણનાયકની ખરેખરી મોટાઇ રહેલી છે. પરશુરામ જેવા પ્રજાગણના કલ્યાણ અને શક્તિ ( શિવ શક્તિ ) પ્રત્યે શુદ્ધ પ્રેમનિષ્ઠા ધરાવનાર મહાવીરો જો કે કોઇ-

ઉદ્ધતાઈ કરીને સાક્ષાત્ પ્રજાગણના નાયકને ધમધમાવે છે અને તેમના દાંત પણ ઉખડી જાય એવી પ્રવૃત્તિ કરે છે તો, તેઓ પરિણામે પ્રજાનાં શિવ શક્તિ ( કલ્યાણ અને બળ )ને પોતાના ઓરડામાં સંતાઈ બેઠાં હોય છે ત્યાંથી પ્રજા સમક્ષ આણે છે. તાત્પર્ય એજ છે કે પ્રજાગણ ધર્મ અને પ્રજાગણના કલ્યાણ અને શક્તિની સિદ્ધિને માટે શુદ્ધ નિષ્ઠાવાળા ઉદ્ધત મહાવીરો ગમે તેમ પણ છેવટે સારા છે. પણ બાયલા બિકણ કે શાન્ત મોઇ કાંગલાં અશુદ્ધ બુદ્ધિનાં મનુષ્યો પ્રજાનાં શિવ ( કલ્યાણ ) અને શક્તિ ( બળ ) નું આવાહન કરી શક્તાં નથી. પ્રજાગણના પાલક વિષ્ણુ ( આંતર સત્તા ) તે વીરપુરૂષોની મતિ છેવટે ઠેકાણે આણે છે અને પ્રજાના મહાવીરો તે પ્રજાહિત ( શિવ ), પ્રજાબળ ( શક્તિ ) અને પ્રજાના નાયક ( ગણેશ ) ની સ્તુતિ કરી ક્ષમા માગે છે અને પ્રજાપાલન વ્યાપક સત્વ ( વિષ્ણુ ) તે પ્રજાગણના નાયકનો સર્વોપરિ મહિમા સ્થાપે છે.

શ્રી ગણપતિના સંબંધમાં એક એવી કથા છે કે એકવાર ગણપતિ ધ્યાન પરાયણ થઇને બેઠા હતા. તે સમયે તુલસી દેવી આવ્યાં. તે ગણપતિ ઉપર મોહ પામ્યાં. તેમણે ગણપતિને બોલાવવાને અને ગણપતિનું ધ્યાન પોતાની તરફ ખેંચવાને વિવિધ પ્રકારની કામચેષ્ટા કરી. પણ આ સમયે ગણપતિ કુંવારા હતા અને બ્રહ્મચર્ય આશ્રમ ઘણાજ આગ્રહપૂર્વક સ્વધર્માનુસાર પાળતા હતા. તેથી શ્રી ગણપતિ પોતાના ધ્યાનમાંજ અડગ રહ્યા અને તુલસીજી તરફ દ્દષ્ટિસરખી પણ કરી નહિ. છેવટે તુલસીદેવીએ ગણપતિને પોતાના જમણા હાથની તર્જની આંગળી મારી તેથી શ્રી ગણપતિ ધ્યાનમાંથી જાગ્યા. તુલસી-

દેવી આ સમયે કુંવારી કન્યા હતાં. તુલસીદેવીએ તેથી પોતાની ઇચ્છા શ્રી ગણપતિને વરવાની બતાવી. પણ ગણપતિ પોતાના ધ્યાનભંગથી ઘણા ગુસ્સે થઇ ગયા હતા તેમણે તુલસીદેવીને કહ્યું કેઃ—" હું બ્રહ્મચારી છું. તમે મને ધ્યાનભંગ કરીને વિક્ષેપ કર્યો અને મને તમે અયોગ્ય રીત્યે સ્પર્શ કરી મારા બ્રહ્મચર્યના ધર્મમાં પણ હાનિ કરી. મારે તો તમને પરણવું નથી, કેમકે હું તો પરણવાની ઇચ્છાજ રાખતો નથી. કેમકે સ્ત્રી પરણવામાં અનેક પ્રકારની ઉપાધિઓ રહેલી છે. તેથી તમે તમારે મારી પાસેથી વેગળાં જાવ, અને મને સતાવો નહિ." તોપણ તુલસીદેવી પોતાના આગ્રહમાં ગણપતિ ઉપર મોહિત થયેલાં મંડયાને મંડયાં રહ્યાં અને બોલ્યાંઃ—" હે ગણપતિ, તમારા ઉપર હું આટલી બધી મોહ પામેલી છું, તે છતાં મારા જેવી પ્રીતિવશ કન્યાનો અનાદર કરો છો, તેથી તમને દોષ લાગશે અને તમારે વિના મરજીએ પણ એક કરતાં વધારે સ્ત્રીઓ પરણવી પડશે; અને સ્ત્રીજાતિને બંધનરૂપ ગણીને અવજ્ઞા કરો છો પણ તમારે તે બંધનમાં પડવુંજ પડશે,—એવો શાપ હું તમને નિરાશ થઇને દેઉં છું." ગણપતિ પણ પોતાનું બ્રહ્મચર્ય ભંગ કરનારો આ શાપ સાંભળીને, ઉલટો ચોર કોટવાલને દંડે એવી વર્તણુક તુલસીદેવીએ ચલાવેલી જોઇને, ગુસ્સે થઇને બોલ્યાઃ—" હે તુલસીદેવી, તમે મને બ્રહ્મચારીને સ્પર્શ કરીને બળાત્કારે ધ્યાનમાંથી જગાડયો, અને સ્ત્રી સ્પર્શ કરવો નહિ એવો મારો બ્રહ્મચર્યનો ધર્મ તેમાં ખલેલ પહોંચાડયું. માટે તમે પણ કોઇ અસુરનાં પત્ની થશો, કેમકે પરણવાને માટે આવો આસુરી દુરાગ્રહ કરી તમે મને નિષ્કારણ સતાવો છો."

આ પ્રમાણે ગણપતિનો શાપ સાંભળીને કુમારીકા તુલસીદેવી પોતાના આચરણને માટે ભય અને-પશ્ચાતાપ પામીને પોતાને અસુર પતિ મળશે એવો ભવિષ્યનો શોચ કરીને રોવા લાગ્યાં, અને તે શાપનો અનુગ્રહ કરવાને ગણપતિને વિનવવા લાગ્યાં. તે ઉપરથી શ્રી ગણપતિએ શાપનો અનુગ્રહ કરીને તુલસીદેવીને કહ્યું કે:-" અંતે શ્રી વિષ્ણુ ભગવાન્ તમને જગતના હિતને માટે છળશે, અને તમે જેમ મારૂં બ્રહ્મચર્ય ભંગ કરવા સ્પર્શ કર્યો, તેમ તમારૂં પતિવ્રત ભગવાન્ કેશવ ભંગ કરશે, પરસ્પર તમે એક બીજાને શાપ દેશો અને તમે વૃંદા રીટીને તુલસી નામે વનસ્પતિ થશો અને શ્રીહરિ શાલિગ્રામ થશે, આ પ્રમાણે નિરંતર તમને શ્રીવિષ્ણુ અંગીકાર કરશે; અને તમારી અસુરપત્ની તરીકેની સ્થિતિનો અંત આવશે." હિંદુ વાંચક મિત્રો ! આપને સઉને જાણમાંજ હોવું જોઇએ કે પાછળથી જાલંધર નામનો દાનવ જે સમુદ્રનો પુત્ર હતો તેને વૃન્દા પરણી હતી. તે પતિવ્રતા વૃન્દાનું પતિવ્રત જ્યાં લગી અખંડ રહે ત્યાં સુધી જાલંધર દૈત્ય કદી પણ મરે તેમ નહોતું; અને તે જાલંધર બધા દેવોને પીડતો હતો તેનો પરાજય કરવામાં સર્વ દેવોનું હિત રહેલું હતું. તેથી દેવોના પરમ સહાયક શ્રી વિષ્ણુ ભગવાને જાલંધરનું રૂપ ધારણ કરી વૃંદા સતીનું પતિવ્રત ભંગ કર્યું, ત્યારે જાલંધર મરાયો અને દેવોની સત્તા ત્રૈલોક્યમાં ચાલી. પણ સતી વૃંદા અને ભગવાન્ કેશવ એક બીજાને શાપ દેઇને વનસ્પતિ-તુલસી અને શાલિગ્રામ થઇ ગયાં. શાલિગ્રામને અને વિષ્ણુની મૂર્તિને અદ્યાપિ પર્યન્ત તુલસીનાં પત્ર અને મંજરી વગેરે ચઢે છે તે સર્વ સનાતની આર્યોને વિદિત છે.

આ કથા ઉપરથી ગણુપતિ રહસ્યનો ધર્મ-સંકેત ઘણોજ બારીક તેમજ ઉત્તમ પ્રકારનો નિકળે છે. સઉથી પ્રથમ તો એજ ઉપદેશ લેવાનો પ્રાપ્ત થાય છે કે ગણુપતિએ જેવા આગ્રહપૂર્વક બ્રહ્મચર્ય પાળ્યું છે તેવા આગ્રહપૂર્વક જે પ્રજાગણુ બ્રહ્મચર્ય પાળે તેજ પ્રજાગણુ ખરેખરો સ્વધર્મ અને ઉત્કૃષ્ટતા તથા ગણુપતિના જેવું જગત્પૂજ્યત્વ પ્રાપ્ત કરી શકે છે. પણુ જેઓ આવા ગણુપતિ જેવા ખરા બ્રહ્મચર્યમાં આગ્રહવાળો સ્વભાવ ધરાવનાર દેવને અયોગ્ય રીત્યે બાલલગ્નમાં યોજીને છોકરાઓને બ્રહ્મચર્ય રહિત બનાવવાના કામમાં વાપરે છે, તેઓના ઉપર તો ગણુપતિ અત્યંત અપ્રસન્ન થાય છે, અર્થાત્ એવી બાળલગ્નમાં ફસેલી પ્રજા તે પ્રજાગણુના ધર્મની સિદ્ધિ કદી પણુ કરી શકતી નથી; અને ધીમે ધીમે તન, મન, અને ધન, સંબંધી પડતી દશામાં આવી પડે છે અને એક પ્રજા તરીકે અપયશ અને ગુલામીને પાત્ર થાય છે. વળી તુલસીદેવી એ લક્ષ્મીનુંજ રૂપ છે, તે ખાસ મોહિત થઇનેજ ગણુપતિ પાસે આવી છે, તે છતાં પણુ ગણુપતિ પોતાના ધ્યાન અને પરમ દૃઢ બ્રહ્મચર્યમાંથી ડગ્યા નથી તે ઉપરથી એવો ઉત્તમ ધર્મ સંકેત સમજવાનો છે કે જે પ્રજાગણુ પોતાના ધ્યેય અથવા લક્ષ્ય કર્તવ્ય તથા પ્રાપ્તવ્યની અંદર વિજય મેળવવાને ઇચ્છનાર હોય, તેણે લક્ષ્મીના રૂપાન્તરો વડે લોભાઇને તે તરફ ખેંચાવું નહિ, પણુ નિરંતર ધ્યાનપૂર્વક અથવા અભ્યાસ કિંવા મનન-પૂર્વક પોતાનો પ્રથમ આશ્રમ જે બ્રહ્મચર્ય તે બરોબર પાળવો અને વિદ્યાધ્યયન કરવું. જેઓ અત્યંત વહેલા પૈસા કમાવાને વિદ્યાભ્યાસ કરવાનો સમય (બ્રહ્મચર્યનો સમય) ઘણો ટૂંકાવી નાંખે છે તેની

પ્રજાઓ ( પ્રજા સમુદાય અથવા પ્રજાગણ ) તે શ્રી ગણપતિની પેઠે કદી પણ પરિણામે સિદ્ધિ અને બુદ્ધિ પર સ્વામિત્વ મેળવી શકતી નથી; અર્થાત્ જે પૈસાની પાછળ લોભે કરીને તે અયોગ્ય રીત્યે દોડે છે, તેજ પૈસો તે પ્રજાથી વેગળો નાસે છે. આનો પ્રત્યક્ષ દાખલો આપણે આપણા આર્યાવર્ત્તમાંજ જોઇયે છીએ. આપણા હિંદુઓ જ્ઞાન ( બુદ્ધિ ) મેળવવા અને પ્રજા તરીકેના ધર્મની સિદ્ધિ પ્રાપ્ત કરવાને તન મનને મજબુત કરનારી બ્રહ્મચર્યની સ્થિતિને તથા વિદ્યાભ્યાસને, પોતાના વિશ્વવિખ્યાત પૂર્વજોની રીતને કોરાણે મૂકી અયોગ્ય એવા લક્ષ્મીના લોભથી, જેવી રીત્યે જોઇયે તેવી રીત્યે આદર આપતા નથી. તેથી માત્ર પેટભરી નોકરી કે કમિશનની ( ક્ષુદ્ર લક્ષ્મીની ) લાલચે અનર્ગલ દ્રવ્યને દેશમાંથી દરસાલ પરદેશ વિદાય કરે છે અને દુનિયાની સઘળી પ્રજાઓમાં પ્રજાત્વની બાબતમાં ( ગણપતિ ધર્મમાં ) એક હાસ્યપાત્ર સ્થિતિ ધરાવે છે. માટે તુલસીથી મોહિત ન થવાની જે અગત્યતા શ્રી ગણપતિનું ચરિત્ર આપણને સૂચવે છે તે પ્રજાગણ ધર્મમાં પ્રજાને કેટલું ઉપયોગી છે, તે વિચાર કરનાર હિંદુને સહજ સમજાય તેવું છે. વિવાહ અને નિશાળગયણા ( ઉપનયન ) માં અને બીજાં સર્વ કાર્યોમાં પ્રથમ ગણપતિને સ્થાપવામાં આવે છે એવો શાસ્ત્રનો આદેશ પ્રજાત્વ ( Nationality ) ના રક્ષણ માટે કેવા જબર અને હિતકર ઇસારા કરે તે આ ગણેશ રહસ્ય ઉપરથી જોઇયે તેવું સૂચવાય છે.

હવે પોતાનું બ્રહ્મચર્ય પાળવામાં શ્રી ગણપતિએ ઉપર પ્રમાણે અડગ રહીને **તુલસી**નો અનાદર કર્યો અને તેને અસુરને વરવાનો

શાપ દીધો તે વિચારીએ. જો કે તુળસી એ લક્ષ્મીનું રૂપાન્તર અથવા રૂપ વિશેષ હોવાથી છે તો વિષ્ણુ યોગ્ય, તો પણ ગણપતિને ( એટલે પ્રજાગણના ધર્મને ) લલચાવવા ગઇ તો તેથી થોડો સમય સમુદ્રના પુત્ર અસુરોના રાજા જાલંધરને પરણી ગઇ–એવો આ કથાનો ભાગ છે, આ ઉપરથી પણ એજ સૂચવાય છે કે જો સ્વાભાવિક રીત્યે દૈવી સંપત્તિવાળી પ્રજાના પ્રજાગણધર્મને જો વાસ્તવ લક્ષ્મીને બદલે લક્ષ્મીનાં અવાસ્તવ રૂપો લલચાલવાની પ્રવૃત્તિ કરે તો તે પ્રજાનું ધન ( લક્ષ્મી ) **જાલંધર** એટલે કપટ ધારણ કરીને બીજી પ્રજાઓનું ધન હરણ કરનાર આસુરી સંપત્તિવાળી પ્રજાના સમુદાયને પરણી બેસે છે. માટે વાસ્તવ લક્ષ્મીનાં સ્વરૂપ જે **બુદ્ધિ** અને **સિદ્ધિ** છે તેના સિવાય બીજાં **લક્ષ્મી**નાં અવાસ્તવ રૂપવિશેષ પ્રજાગણને લલચાવવાની પ્રવૃત્તિમાં ન પેસે તેવી સાવધતા પ્રત્યેક દૈવીસંપત્તિસંપન્ન પ્રજાએ શીખવી જોઇયે. એ પ્રજાગણ ધર્મ ( National duty ) ના સંબંધમાંજ શ્રી ગણપતિ રહસ્યનો ધર્મ સંકેત છે. વિષ્ણુ એ સાક્ષાત્ પાલનશક્તિ છે. તે જ્યારે દૈવી સંપત્તિવાળી પ્રજાના પક્ષમાં આવીને ઉભી રહે છે, અર્થાત્ જ્યારે દૈવી પ્રજા સ્વરક્ષણ કરવાને અસમર્થ થાય છે ત્યારે તે વિષ્ણુ ( પાલન શક્તિ ) તે **જાલંધર** ( કપટ જાળ પાથરનાર આસુર પ્રજા ) ને વશ થયેલી ( પતિવ્રતા ) તુલસી લક્ષ્મીને કપટવડે છળે છે, અને આસુરી સંપત્તિવાળી પ્રજાની પાસેથી સર્વ લક્ષ્મી ( ઐશ્વર્ય ) પડાવી લે છે. લોકમાંની સર્વે દૈવી પ્રજાઓએ પ્રજાત્વ સંબંધી જે બોધ લેવાનો છે તે આમ સૂચવે છે.

દૈવી સંપત્તિવાળી પ્રજા કોને કેહેવી અને આસુરી સંપત્તિવાળી

કોને કેહેવી તે ગીતામાં સ્પષ્ટ કરીને કહેલું છે. એટલે અમુક દેશની પ્રજા આસુરી અને અમુક દેશનીજ પ્રજા દૈવી એવો સાંકડો અર્થ કરવાનો નથી. તેમજ આ સંબંધી બીજા પુરાણાદિક ગ્રંથમાં પણ લખેલું છે તે ઉપરથી દૈવી આસુરી પ્રજાનો નિર્ણય કરી લેવો. તેથી અત્રે આ સંબંધી વિશેષ લંબાણ કરી વિષયાન્તરમાં ઉતરવું યોગ્ય ગણ્યું નથી.

ગણુપતિ રહસ્યનો પ્રજાગણુધર્મના સંબંધે એક એવો સંકેત પણ આજ કથા ઉપરથી સૂચિત થાય છે કે પ્રજાના પ્રજાતત્ર સિદ્ધયર્થે જેમ આપણે ઉપર જણાવી ગયા તેમ બ્રહ્મચર્ય પાળવાની જરૂર છે. તેજ પ્રમાણે લગ્નની પણ જરૂર છે. કેટલીક પશ્ચિમની પ્રજાઓમાં કેવળ બ્રહ્મચર્ય એટલે વાંઢાપણું પસંદ કરવાનો સ્ત્રીઓમાં તેમજ પુરૂષોમાં પવન ફેલાયલો છે. તેથી પણ જે હાનિયો ઉત્પન્ન થાય છે તે વિષે પશ્ચિમના લેખકો અને વિચારકોને આપણે કડવી ફરિયાદ કરતા વર્તમાનપત્રોમાં અને પુસ્તકોમાં જોઇયે છીએ. તેવા પ્રકારનું દુરાગ્રહી અને પ્રજાને અનેક અનર્થમાં ઉતારનારૂં બ્રહ્મચર્ય પ્રજાની નીતિ આદિક સર્વ પ્રકારનું બળ નાશ કરનારૂં હોવાથી તે પણ પ્રજાગણુના હિતને માટે ત્યાગવા જેવું છે. આ અર્થ સૂચવવાનેજ જો કે શ્રી ગણુપતિને તુલસી દેવીની આગળ પોતાના બ્રહ્મચર્યમાં આવા અડગ વર્ણવ્યા છે, તોપણુ તેમણે ( ગણુપતિયે ) એકને બદલે બે પત્નીઓ ( સિદ્ધિ અને બુદ્ધિ ) અંગીકાર કરેલી છે એ કથા આપણે આગળ શ્રી ગણુપતિના કુટુંબ સંબંધી રહસ્યને ખુલ્લું કરતાં કહી ગયા છીએ; કેમ કે કોઇ પ્રજાની પ્રથમ તો સ્થિતિ અથવા અસ્તિત્વ રાખવાને માટેજ લગ્નની

જરૂર છે. પણ તે લગ્ન તુલસી દેવી જે પ્રકારે કામપ્રધાન લગ્ન કરવા ઇચ્છતી હતી તેવાં લગ્ન ન હોવાં જોઇએ. પણ ગણપતિ ( પ્રજાગણ ધર્મ ) ની માતા પિતા ( માતૃભૂમિ ) પ્રત્યે ભક્તિ હતી તેવા માતૃભૂમિ પ્રત્યેના ભક્તિભાવપૂર્વક પ્રજાની સ્થિતિ માટે તથા પ્રજાના સ્વધર્મની સિદ્ધિ માટે અને પ્રજાત્વની બુદ્ધિને માટેજ લગ્ન કરવાં જોઇએ. તાત્પર્ય કે સ્વધર્મની સિદ્ધિ માટે પ્રજાત્વ ધર્મની સિદ્ધિને માટે લગ્ન થવાં જોઇએ; અર્થાત્ ધર્મબુદ્ધિથી લગ્ન કરવાં જોઇએ; કામબુદ્ધિને ગૌણજ રાખવાની છે. પણ હાલનાં કહેવાતા સુધારકોનાં જેવાં માત્ર કામપ્રધાન લગ્નથી કોઇ પણ દેશનો ઉદય થયો નથી અને થવાનો નથી. કોઇ બીજાં ઉદયનાં કારણોથી તેવી પ્રજાઓનો ઉદય થયો હોય છે તેનો યશ ભ્રમિત મનુષ્યો "પારકે ભાણે મોટા લાડવો" જોઇને એવી કામપ્રધાન સ્વચ્છંદી લગ્નપદ્ધતિને આપીને પ્રજાત્વની સ્થાપના કરવા મથે છે, પણ તેથી તો જે થોડું ઘણું પ્રજાત્વ બીજ રૂપે રહેલું હોય તેનો પણ નાશજ થવાનો અને પ્રજાત્વને બદલે નીતિ સંબંધી પણ પ્રપાત થઇને પ્રજાત્વના ઉદયની સર્વ ભવિષ્યની આશા ઉપર પણ અગ્નિજ ફરી વળવાનો—એમજ સૂચવવાને શ્રી ગણપતિએ કરેલ તુલસી દેવીના પ્રણયનો અનાદર એક દૃષ્ટાંતરૂપ છે.

બીજો પણ એક બોધ આ શ્રી ગણપતિના ચરિત્રના પ્રસંગ ઉપરથી લેવાનો છે. તે એ છે કે જો કે તુલસી દેવીએ શ્રી ગણપતિને એક કરતાં વધારે સ્ત્રી પરણવાની તેમને ફરજ પડશે એવો શાપ દીધો, તો પણ તેથી તો શ્રી ગણપતિ ( પ્રજાગણ ધર્મ ) ને કાંઇપણ હાનિ

ન થઇ પણ ઉલટી (પ્રજાગણ ધર્મને) મદદ કરે એવી સિદ્ધિ અને બુદ્ધિ રૂપ બે પત્નીઓ પ્રાપ્ત થઇ. તેથી પ્રજા ધર્મને એટલે Nationality ને માટે જેઓ સ્વધર્મ સમજીને કોઇપણ રૂડા આગ્રહ પકડી રાખે છે તેઓને તુલસી દેવીની પેઠે જેમનો સ્વાર્થ સરતો નથી તેઓ શાપ દે કે નિંદા અથવા હાનિ કરવાને માટે પ્રવૃત્તિ કરે છે તો તે શાપ અથવા હાનિ પણ પ્રજાત્વ ધર્મના સેવકને તો તે એક વરદાન રૂપ થઈ પડે છે, પણ તેવો શાપ નિંદા કે હાનિ કરનારનેજ અસુર-પત્નીત્વ (એટલે અસુરોને પણ તાબે રહેવાનું) અને વનસ્પતિ જેવું મૂઢત્વ વગેરે અનર્થ પ્રાપ્ત થાય છે. માટે પ્રજાધર્મ પાળતાં આગ્રહ સેવવાથી કોઇ પણ સ્વદેશસેવક મનુષ્યોએ ભય રાખવાનો જ નથી. તેમને માટે પરમેશ્વર જે કરવાના તે સારૂંજ કરવાના.

*કેટલીક પ્રજાઓમાં એકજ સ્ત્રી પરણવા સંબંધી ઘણોજ આગ્રહ હોય છે. પણ આપણા ગણપતિએ તો એકને બદલે બે સ્ત્રીઓ સિદ્ધિ અને બુદ્ધિ નામની અંગીકાર કરેલી છે તેથી કેટલાએક અલ્પ મતિ મનુષ્યો પાશ્ચત્ય મોહમાં તણાયેલા હોવાથી અત્ર એવી શંકા કરે કે હિંદુ પ્રજાગણધર્મરૂપ ગણપતિએ એક કરતાં વધારે સ્ત્રીઓ પરણવાનો બોધ પ્રજાને આપ્યો તે, કાંઇ પણ સારૂં નથી; અને તેમાંજ કુધારાનું બીજ રહેલું છે. પરંતુ અમારે આ ઠેકાણે નિઃશંક-પણે કહેવું પડે છે કે આ વિષયમાં ગણપતિ–રહસ્યની ખામી ગણવા જેવું નથી, પણ એ તો એક પ્રજાગણ ધર્મની ખરેખરી ખુબી છે.

---

* આ પેરેગ્રાફ્માં શ્રીયુત સંઘવીએ સને ૧૯૦૪ માં કરેલી આગાહીઓ હવે ખરી પડતી જાય છે—પ્રકાશક.

પ્રજાગણ ધર્મ અથવા Nationality નું ખરૂં સ્વરૂપ જેવું હિંદુ ધર્મે બાંધેલું છે તેવું સ્વરૂપ બીજા કોઇ પણ ધર્મે બાંધેલું નથી. હિંદુ ધર્મમાં ખરૂં જોતાં એક કરતાં વધારે સ્ત્રીઓ પરણવાનો સર્વને બોધ નથી પણ જરૂર પડે તો તેમ કરવાની છુટ માત્ર છે, આપણે ઇતિહાસ તપાસીશું, તો નળ હરિશ્ચંદ્ર અને રામાદિ પુણ્ય શ્લોકો અને બીજા અનેક મહાપુરૂષો એકપત્નીવ્રતવાળા થયા છે, અને હજી પણ થાય છે. તો પણ એક કરતાં વધારે પત્ની પરણવાની છુટ હિંદુ ધર્મે રાખેલી છે, તેનાં કારણ ઘણાં ઉંડા છે. જો કે સંસારનો વ્યવહાર તો વર અને કન્યા બન્નેના લગ્નથી થાય છે તો પણ વ્યવહાર—કન્યા લેવા દેવાનોજ કહેવાય છે. તેથી કોઈ સમય એવો હોય છે કે દેશમાં કન્યાઓની ઘણી ભરતી થઇ હોય છે ત્યારે એક પ્રજા બીજી પ્રજાને કન્યા આપવાનો વ્યવહાર કરે અથવા લેવાનો વ્યવહાર કરે તો તેથી એક પ્રજા તે અન્ય પ્રજામાં ભળી જવાથી પ્રજાસંકરત્વ ઉત્પન્ન થઇને પ્રજાત્વનો નાશ થવાનો સંભવ આવે છે. તેથી પ્રજાત્વના ખરેખરા સંરક્ષણના હેતુને કોઇ વાર સંકડામણ ન પડે તેવા આશયથી જ એ અનેક=સ્ત્રી પરણવાની છુટનું સૂચન પણ ગણપતિને બે પત્નીવાળા દર્શાવીને કરેલું છે. હાલ જે એકતરફી પવન ફેલાયો છે તેથી આ વિષે કાંઇક વિવેચન કરવાની જરૂર છે. હાલમાંજ આપણે જોઇશું તો પારસીઓમાંજ બીજી પ્રજાઓની સ્ત્રીઓ દાખલ થવાથી મોટી ચર્ચા ઉભી થઇ હતી, અને તે ચર્ચાનું જો કે ગમે તેમ કરી સમાધાન કરવામાં આવે છે તો પણ એવી છુટ તે પારસીએને પારસીત્વ રૂપ પ્રજાત્વમાંથી નાબુદ કરી નાંખવાના કારણ તરીકે ફેલાવો પામશે

એમ કેટલાક સુવિચારી પારસી ગૃહસ્થોનું માનવું છે તે ખોટું નથી. પારસીઓમાં કુંવારી કન્યાઓની સંખ્યા વધતી જતી હોવાથી હાલ તેમને વર મળતા નથી અને પારસીઓ બીજી પ્રજાઓમાંથી પત્નીઓ મેળવવાની બારી ઉઘાડશે, તો કાળે કરીને તેમની સંખ્યાબંધ મોટી ઉમરની કુમારીકાઓ તે પણ બીજી પ્રજાઓના પુરૂષોમાં ઉતરવાનું દ્વાર ઉઘાડશે અને તેનો પરિણામ કેવો આવશે તેની ચિન્તા દીર્ઘ દૃષ્ટિવાળા પારસી વિચારકોના અંતઃકરણમાં ઉપજ્યા વિના રહેતી નથી —તે ઘણીજ જ વ્યાજબી છે. જે પ્રજાએ પોતાનું પ્રજાત્વ અને ધર્મ જાળવવાને માટે પોતાનું વતન ઇરાન પણ છોડ્યું—તે પ્રજાનો અને તેના ધર્મનો એકવાર બીજી પ્રજા અને બીજો ધર્મ કોળીઓ કરી જશે—એવી ભીતિ દૂરઅંદેશી પારસી ખાનદાનોને રહે છે એ હસી કાઢવા જેવી નથીજ. વળી યુરોપના ઇંગ્લાંડ જેવા દેશોની અંદર કુંવારી સ્ત્રીઓની સંખ્યા ઘણી વધતી જતી હોવાને લીધે તે દેશના લોકોને અનેક સ્ત્રીઓ પરણવાની છુટ દાખલ કરવાનો વિચાર પ્રજાના પ્રજાત્વની સલામતીની ખાતર તેમજ સ્ત્રી જાતિની નીતિ અને સંરક્ષણની ખાતર કરવો પડે એવો વખત આવ્યો છે; અને તેવી વ્યવસ્થાને પસંદ કરનાર તથા તેવો બોધ કરનાર તથા તેવો બોધ કરનાર મંડલીઓ પણ હયાતીમાં આવી છે, અને તેવો એક ઉપદેશક હાલમાં સિંધ અને પંજાબ તરફ આવીને ઉતરેલો છે એ પણ આપણે છાપા મારફત જાણી ચુકયા છીએ. તો આવાજ પ્રકારની અડચણ આર્ય પ્રજાને પણ કોઇવાર આવેલી હશે જ અને હવે પછી આવે ખરી તે અડચણ વખતે કાંઇ પણ ગભરાટ કે ચિન્તા ન થાય અને પ્રજા-

ત્વના રક્ષણનો વ્યવહાર બરોબર નિભે તેટલા માટે અનાદિથી સનાતન હિંદુ ધર્મની સંસ્થાએ શ્રી ગણપતિ ( પ્રજાગણ ધર્મ ) નું સ્વરૂપ દર્શાવતા ગણપતિને સિદ્ધિ અને બુદ્ધિ એવી બે સ્ત્રીઓ પરણેલા દર્શાવ્યા છે. કેમકે આ અનેક પ્રત્નીત્વની સાથે પ્રજાગણધર્મ ( Nationality ) નો સવાલ ગણોજ નિકટ સંબંધ ધરાવે છે

વળી ગણપતિના સંબંધે એક બીજી એવી આખ્યાયિકા અથવા કથા છે કેઃ–એકવાર અઢાર પુરાણના કર્ત્તા અને ચાર વેદની વ્યવસ્થા કરનાર શ્રી વ્યાસ નારાયણ ( વેદ વ્યાસજી ) એ તેવીજ શીઘ્ર કવિત્વ શક્તિનો પ્રયોગ કર્યો. તેમાં જે શીઘ્રતાથી તેઓ શ્લોકો રચીને બોલતા જાય તેવીજ શીઘ્રતાથી તે લેખો લખી લેનાર લેખકને પણ સામો તે લખવાને બેસાડવો જોઇએ. તેવી ઝડપથી લખનાર તો કોઇ ભાગ્યેજ મળે. તેમાં પણ વેદવ્યાસજીએ તે લખનાર સાથે એવી સરત કરવા માગી હતી કે–" હું જેટલી ઝડપથી શ્લોકો બોલતો જાઉં તેટલી ઝડપથી શ્લોક લખી લેવા એટલુંજ નહિ પણ તે શ્લોકો સમજીને લખવા જોઇએ. વગર સમજે લખી લેવા જોઇએ નહિ." તેથી શ્રી ગણપતિ સિવાય અન્ય કોઇ આ પ્રમાણે લખી શકે એવો લહીઓ મળી શક્યો નહિ. પછી શ્રી વ્યાસ નારાયણે સર્વ વેદ સ્મૃતિ અને સર્વ પુરાણના સાર અથવા પરમ તત્વરૂપ આપણા ભારતવર્ષના અમૂલ્ય રત્નરૂપ શ્રી મહાભારતનો ગ્રંથ રચ્યો. શ્રી વેદવ્યાસજી તેની શીઘ્ર રચના કરી બોલતા ગયા તેમ તેટલી ઝડપથી શ્રી ગણપતિ સમજતા ગયા અને લખી લેતા ગયા. તેમાં પણ એમ કહેવાય છે કે વ્યાસજી જેવા શીઘ્ર લખાવનાર હતા, તેવાજ ગણપતિ શીઘ્ર

સમજીને લખનાર હતા; તો પણ તે બંનેની એકવાર લખાવતાં અને લખતાં ભૂલ થઇ હતી, આ આખ્યાયિકા પણ આપણને પ્રજાગણુના ધર્મતત્વ વિષે ઘણું ઉત્તમ રહસ્ય સમજાવે છે.

શ્રુતિ અને સ્મૃતિમાં જે આચાર તથા વિચાર વગેરેની વ્યવસ્થા બાંધેલી છે તે પ્રજાના પ્રજાત્વના રક્ષણ માટે તેમજ કલ્યાણ માટે બાંધેલી છે. તે સર્વનું બરાબર સ્પષ્ટીકરણ સવિસ્તર રીત્યે પુરાણોમાં કરેલું છે. તે સર્વના પરમ તત્વરૂપ શ્રી ભારતસંહિતા અથવા આપણું શ્રી મહાભારતનું પુસ્તક છે, અને તે પુસ્તક એકલુંજ જો બરાબર રીત્યે સમજીને પ્રજાગણુના અધિપતિયો પોતાના અંતઃકરણમાં ઉતારે અર્થાત્ લખી લે તો એથી હર કોઇ પ્રજા પોતાના પ્રજાત્વનું રક્ષણ કરીને આ લોકમાં અભ્યુદય અને પરલોકમાં મોક્ષને પ્રાપ્ત કરી શકે તેમ છે. પણ ગણપતિ જેમ એક પણ વાર " હું " કહ્યા વિના-વ્યાસજીને ફરીને બોલવું પડે નહિ તેજ પ્રમાણે—જેમ વ્યાસજી બોલતા ગયા તેમજ ઝડપથી સમજતા ગયા, તે પ્રમાણે સમજી જનાર હોય તોજ તે પ્રજાના પ્રજાત્વ સંરક્ષણરૂપ ધર્મના મર્મ સમજીને તેનો લાભ લેઇ શકે અને પ્રજાના ગાણપત્ય અથવા અધિપતિત્વને યોગ્ય શીઘ્ર કાર્ય કરનાર થઇ શકે. શ્રી મહાભારતનાં મુખ્ય પાત્રો પાંડવો એટલે પંચ અથવા **પ્રજાસમાજ** છે અને તેમાં સર્વમાં મોટા ધર્મ છે; અને દ્રૌપદેયી તે ( દ્રુ+પદ=ઝાડ વગેરેના સ્થાનકરૂપ ) પૃથ્વી છે. તે સ્વદેશ ભૂમિને સ્થાને છે. તેથી મહાભારતમાં પ્રજાસમાજના ( પછી તે ગમે તે દેશનો પ્રજાસમાજ હોય તેના ) અભ્યુદય અને કલ્યાણના ધર્મ બનાવ્યા છે; અને તે ગણુપતિને વ્યાસે લખાવ્યા છે.

પાંચે પાંડવો અથવા પંચ અથવા જનસમાજમાંનો પ્રત્યેક પ્રજા સમાજ તે કુન્તા ( કુન્ત=એટલે બાણુ ઉપરથી ) બાણુવિદ્યા કિંવા શસ્ત્રાસ્ત્ર વિદ્યા એટલે લશ્કરી સંબંધથી પરસ્પર સહાયતા અને સ્વદેશભૂમિના સંરક્ષણુ માટે બંધાયલો એક કરતાં વધારે મનુષ્યોનો સમુદાય છે, પાંડવો એટલે પંચ અથવા પ્રત્યેક પ્રજાસમાજનું બળ તે તે સર્વ શસ્ત્રાસ્ત્રવિદ્યાસંપન્ન હોય તે ઉપર સામાન્ય રીતે રહેલું છે. તેમાં યુધિષ્ઠિર એટલે ધૈર્ય અથવા ધર્મ, અર્જુન એટલે અતિરથિત્વ અથવા લડાયક બળ અથવા લડાયક વિદ્યા, ભીમ એટલે પ્રચંડ શરીર બળ અને આરોગ્ય, સહદેવ એટલે આગળના પાછળના અને ચાલતા સમયના વિચાર કરવાની શક્તિરૂપ ત્રિકાળ જ્ઞાન અને નકુળ એટલે અશ્વવિદ્યા અર્થાત્ ઘોડે બેસવાની કળા[1] એ પાંચ ગુણોથીજ પાંડવ અર્થાત્ પંચ અથવા પ્રત્યેક પ્રજાસમાજનો જય અને ઉદય થઈ શકે છે. પરંતુ કુંતા પાંડવ અને દ્રૌપદેયીને ખરૂં બળ અથવા ખરો આધાર તે શ્રીકૃષ્ણુનો છે. તેમાં જોવા જેવું એ છે કે શ્રીકૃષ્ણે પોતે હથીઆર પકડયું નથી પણુ અર્જુનનો રથ માત્ર હાંકયો છે. તે ઉપરથી શ્રી વ્યાસ ભગવાને એટલું સૂચવ્યું છે કે કેવળ પાંચ પાંડવ વડે સૂચવાતા પૂર્વોક્ત ગુણો તેજ કાંઇ પાંડવ અથવા પંચ અથવા પ્રજાસમાજના જય અને ઉદયનું કારણુ થઇ શકતા નથી, પણુ શ્રી કૃષ્ણુ ( કૃષ=ખેડવું કૃષી કરવી ) એટલે જે દેશની પ્રજાની ખેતી એટલે ખાવા પીવાનાં સાધનની વિદ્યા અથવા નિતાહની વિદ્યા જે પ્રજાસમાજ

---

[1] આમાં આશુગમન વિદ્યા=વિમાન, મોટરો, વગેરે વાહનોનો સમાવેશ થાય છે.

પંચ કે પાંડવને સહાય હોય તે દેશનો પ્રજાસમાજ જય ઉદય અને લક્ષ્મી પામીને બળવાન્ થઇ શકે. તેથીજ શ્રી મહાભારતમાં શ્રીમદ્ ભગવદ્‌ગીતાને અંતે સંજય અર્થાત્ રૂડે પ્રકારે પ્રાપ્ત થતો જય પોતે સ્વમુખે બોલે છે કે:—**यत्र योगेश्वरः कृष्णो यत्र पार्थो धनुर्धरः। तत्र श्रीर्विजयो भूतिर्ध्रुवानीतिर्मतिर्मम ॥** અર્થાત્ જ્યાં આગળ યોગેશ્વર શ્રીકૃષ્ણ ( કૃષી=ખેતીવાડીનું શરીરયોગ નિર્વાહક બળ ) છે અને જ્યાં ધનુષ્ય ધારણ કરનાર પાર્થ ( એટલે માતૃભૂમિના લડાયક પુત્રો ) છે ત્યાં એટલે તેજ દેશમાં ખેતી અને લશ્કરી બળને પ્રતાપે પ્રજાસમુદાય તે લક્ષ્મી વિજય અને ઐશ્વર્યને પ્રાપ્ત કરી શકે તથા તેજ દેશમાં ધ્રુવા એટલે અવિચળ અર્થાત્ દૃઢ નીતિ ( એટલે રાજનીતિ લોક નીતિ વગેરે નીતિ ) વાસ કરીને રહે છે. આ પ્રમાણે શ્રુતિ સ્મૃતિ અને પુરાણના સારરૂપ તત્વને શ્રી વેદવ્યાસ નારાયણે શ્રી ગણપતિને ( પ્રજાગણ ધર્મને ) લખાવ્યું છે અને તે પ્રત્યેક પ્રજા સમુદાયને પોતાની માતૃભુમિનો ઉદય અને કલ્યાણ કરવારૂપ પરમેશ્વરનું જ ફરમાન અથવા આદેશ છે. દુર્યોધનાદિક શત્રુઓનો પરાજય કરી પાંડવોએ તેઓની પાસેથી શત્રુ પક્ષે છળ બળવડે પડાવી લીધેલી તેમના પિતાની વંશપરંપરાની ગાદી પાછી મેળવી હતી તેજ આખી પૃથ્વીની પ્રત્યેક પ્રજાને પ્રજાગણ ધર્મનો ખરો બોધ તો શ્રી વેદવ્યાસ નારાયણે શ્રી ગણપતિને લખાવ્યો અને તેમણે સમજીને સત્વર લખી લીધો.

વળી ગણપતિ જેવા સમર્થ સમજીને તેટલીજ શીઘ્રતાથી લખનારા લેખક એટલે લહીઆ હતા અને શ્રી વ્યાસ નારાયણ જેવા

લખાવનાર શીઘ્ર કવિ હતા તોપણ તે બંનેની લખતાં અને લખાવતાં ચુક થઇ હતી. તે ઉપરથી પણ પ્રજાગણ ધર્મ સંબંધી ઉત્તમ બોધ મળે છે તે એ છે કે પ્રજાગણ ધર્મ સંબંધી કહેવામાં અને સમજાવવામાં ઘણા સમર્થ પુરૂષોની પણ ભુલ થઇ જાય છે માટે પ્રત્યેક દેશના પ્રજાસમુદાયે પ્રજાસમુદાયના કર્તવ્યનો બોધ કરતાં તથા તે સમજતાં બહુજ સાવધાની રાખવાની છે, નહિ તો સહજ પણ પ્રમાદ કે અસાવધતા થતાં ભુલ થયા વિના રહે નહિ; **અને જો ખરૂં કહીએ તો ભારતવર્ષની પ્રજાના સંબંધમાં આવી ઉપદેશ કહેવા સમજવાની ભુલ થએલી હાલ આપણને માલમ પડે છે તેથી કરીને થયેલો અનર્થ પણ આપણે ઓછો જોતા નથી.** આપણાં વેદસ્મૃતિ અને પુરાણ વગેરે શાસ્ત્રો આપણને આપણા કલ્યાણ માટે વ્યવહાર અને પરમાર્થ સંબંધી ધર્મોનો ઉપદેશ આપે છે પણ આપણા કથા વગેરે કહેનાર પુરાણિઓ વગેરેની ભુલથી તેમજ આપણી ( સમજનાર શ્રોતાઓની ) ભુલથી આપણા ધાર્મિક દેશમાં પણ જે હાનિ થઇ છે તે સાંભળો–શ્રોતાઓ અને વક્તાઓની અસાવધતા અથવા પ્રમાદથી થયેલી ભુલને પ્રતાપે આપણાં શાસ્ત્ર લોકોપયોગી થઇ પડે તેવી પાત્રતાવાળા મનુષ્યોને દાન આપવાનો બોધ દાનના પ્રકાર પ્રમાણે કરે છે. પણ આપણા દેશમાં પાખંડીઓને આપણે દાન આપી પાખંડ વધારીએ છીએ, આળસુ લોકોને ભાખ આપી ભીખારી અને હરામ હાડકાંના માણસો વધારીએ છીએ અને આરોગ્ય વગરના અને અયોગ્ય ગુણના વરને શોધી કન્યાનું મહાદાન દેઇને દેશમાં નિર્બળ અને બુદ્ધિહીન પ્રજાનો પણ વધારો કરીએ છીએ.

જ્ઞાન જે આપણા આ લોકમાં વ્યવહાર પરમાર્થમાં ઉપયોગી એવી વિદ્યાકળાનો શોધ સુધારો અને વધારો કરવાનું તથા દેશની પ્રજાને સબળ અને બુદ્ધિમાન્ બનાવવાનું અમોઘ સાધન છે–તેનો ખોટો ઉપયોગ થઇને ખોટાં ફળ આપણે ચાખીએ છીએ, તે પણ વક્તાઓ અને શ્રોતાઓની ભૂલથી. આપણાં શાસ્ત્ર પરમેશ્વર પ્રીત્યર્થ અને પ્રજા હિતાર્થ આપણા તન, મન, અને ધનનો મોહ તજવાને માટે પરોપકાર કરવાને સીધો અને સાચો બોધ આપે છે પણ આપણા વક્તાઓ અને શ્રોતાઓના પ્રમાદથી અને ભૂલથી આપણે ખરા વૈરાગ્યને બદલે કાયરતાના કળણમાં ઉતરી પડયા છીએ; અને જે તે બાબતમાં "બળ્યું જવા ધ્યોને પડશે કુવામાં" કરી રાંડી રાંડનો વેશ ભજવતાં શીખ્યા છીએ; તથા સંસારની પાલખ કે જેના ઉપર ઉભા રહીને આપણે આપણા પરમાર્થની ઇમારત ચણુવી છે, તે પાલખને પરમાર્થની ઇમારત ચણી રહેતાં પહેલાં ખોટી અને મિથ્યા માનીને તેના ઉપરથી ભુસકો મારી કુદી પડીએ અને ચોરાશીના ચોગાન ઉપર પછડાઇ આપણે હાથેજ આપણાં હાડકાના ભુકે ભુકા કરી નાંખીને સંસાર તેમજ પરમાર્થ બંનેથી ભ્રષ્ટ થઇને મુનષ્યદેહ એળે ગુમાવીને પશુ આદિકની યોનિમાં પ્રવેશ કરીએ છીએ.

આપણાં શાસ્ત્રો આપણને પરમેશ્વરના નિત્ય નિયમ પ્રમાણે જ્ઞાન, ભક્તિ કે યોગમાં–અથવા કર્મ ઉપાસના કે જ્ઞાનમાં આગળ વધીને આ લોક તથા મોક્ષ સુધારવાનો વિવિધ યુક્તિઓ દ્વારા બોધ આપે છે, પણ આપણા વક્તાઓ અને શ્રોતાઓની ભૂલથી આપણે અજ્ઞાન, ઘેલછા અને ઢોંગમાં ફસીએ છીએ અથવા આલસ્ય ઇશ્વર-

વિમુખતા કે બેદરકારીના ખાડામાં ઉતરીએ છીએ.

આપણાં શ્રુતિ સ્મૃતિ અને પુરાણ આપણને ઐક્ય અને સંપ જંપનો અનેક પ્રકારે ઉપદેશ કરે છે, પણ આપણા વક્તાઓ અને શ્રોતાઓની ભૂલથી આપણે કુસંપનો અગ્નિ સળગાવી એક બીજાનાં લુગડાં બાળી એક બીજાને પોતાનું ડહાપણ અને ધર્મકૌશલ્ય બતાવવાને નાગા કરીએ છીએ.

માટે આ સર્વના સારરૂપ એજ નિકળે છે કે વ્યાસો પણ આપણા દેશમાં એવાજ ઉત્પન્ન થવા જોઇએ કે તેઓ વ્યાસ એ નામ સર્વ પ્રકારે સાર્થક કરે. વર્તુલ, ગોળ, મંડલને મધ્ય બિંદુએ પ્રવેશીને તે વર્તુલની મર્યાદારેખાને બે તરફ અડકી શકે એવી સીધી રેખા આ વ્યાસ ( Diameter ) જેવી જેની બુદ્ધિ સીધી હોય પણ જે વર્તુલ મંડલ–પ્રજામંડલના હિતની ( વ્યવહાર પરમાર્થ બંને બાજુને ) સ્પર્શ કરી શકે એવા વ્યાસ એટલે વક્તાઓ આ દેશમાં જ્યારે શાસ્ત્ર વ્યાખ્યાનનું કામ કરતા થશે અને બીજે કોઇ ઉદ્યોગ કરવાને અસમર્થ હોવાથી શાસ્ત્રોને સવળાં અવળાં કરી કામ અને ભુખનો ખાડો ભરવાનેજ માત્ર વ્યાસનો ધંધો કરનારા માણસો વ્યાસાસનઉપરથી ઉથલીને હેઠા પડશે ત્યારેજ શાસ્ત્રો પોતાનું ખરૂં અંતઃકરણ પ્રજા આગળ ખોલશે, અને પ્રજાનો અને ધર્મનો ઉદય પોતાનો અવાજ પ્રકટપણે ગજાવશે.

વ્યાસની આગળ શ્રોતાઓ પણ ભોળા રોચાં જેવા માણસો હશે ત્યાં લગી પણ કાંઇ પ્રજાહિતની સિદ્ધિ થવાની નથી. વ્યાસની આગળના લેખકો પણ શ્રી ગણપતિ જેવાં વક્રતુંડ એટલે વક્રોક્તિ

વડે બોધ ગ્રહણ કરનાર અને વ્યાસ વાણીના ભાગને બરોબર સમજનાર થવા જોઈએ. તેમજ તેઓ શીઘ્ર સમજશક્તિ તથા લેખન શક્તિવાળા હોવા જ. ન. જે શ્રોતાઓ કે લેખકો વાંકી ચુંકી ખાંચ ખુંચને સમજનાર નથી હોતા તેઓ વક્રતુંડ ગણપતિ જેવા ગણાય નહિ. તેમજ વ્યાસવાણીના અધિકારી પરીક્ષિત જેવા હોવા જોઈયે. જેની પરીક્ષા નથી થઈ એવા ' અપરીક્ષિત ' મનુષ્યો તે વ્યાસ વાણીના અધિકારી પણ નથી.

તો આ પરમ પૂજ્ય માતુશ્રી ભારત ભૂમિનાં સંતાનોમાં એવા ઉત્તમ વ્યાસો જેવા વક્તા અને ગણપતિ જેવા શ્રોતાઓ અનેક અને સત્વર થાઓ—એ ઇષ્ટ પ્રાર્થના સાથે **શ્રી ગણેશ રહસ્યમાં ધર્મ સંકેત—સમાપ્ત** કરવામાં આવે છે. ઇતિશિવમ્



## શ્રી સદ્ગુરોર્મહિમ્નઃ સ્તોત્રમ્

ધર્મવીર શ્રી નગીનદાસ પુરૂષોત્તમદાસ સંઘવી રચિત.

( સંસ્કૃત શ્લોકો મૂળ તથા ગુજરાતી ભાષાન્તર સાથે )

**પ્રસિદ્ધ કરનાર–શ્રેયઃ સાધક અધિકારિ વર્ગ.–**

કિંમત ૦–૪–૦ ટ. ખ. જુદું.

આ ભક્તિરસ પૂર્ણ કાવ્યની નકલો તે છપાયા પછી થોડાજ સમયમાં ખપી ગઇ હતી. ઘણા સમયથી તેની નકલો મળતી નથી. તેથી બીજી આવૃત્તિ છપાવવાની જરૂર પડવાથી શ્રી શ્રેયઃ સાધક અધિકારિ વર્ગનાં સદ્ગુરૂ સ્વરૂપ શ્રી માતુઃશ્રીની ઇચ્છાથી આ છપાવામાં આવે છે. તેનાં ગ્રાહકો થવા ઇચ્છનાર સજ્જનોએ જલદીથી હક થવું.

પ્રાચીન કવિત્વ જેમાં સર્વ અંશે રહેલું છે, અને ભક્તિરસની માં રેલ છેલ છે, એવા આ પ્રાસાદિક અને વરદાયી સ્તોત્રનો ઘણા રૂભકતો નિત્યનિયમથી પાઠ કરે છે. સર્વ સંપ્રદાયોના ગુરૂભકતોને ક સરખી રીત્યે ઉપયોગી થઇ પડે એ રીત્યે શ્રી સદ્ગુરૂની કાવ્યધુરી અને ભક્તિ પરિવાહથી સ્તુતિ આ સ્તોત્રરૂપ કાવ્યમાં કરેલી . શીઘ્રકવિ શ્રીયુત સંઘવીજીની સચોટ વાગ્ શક્તિ સર્વત્ર પ્રસિદ્ધજ છે.

જુદા જુદા ધર્મ અને તેમના સંપ્રદાયોના ઇષ્ટ દેવમાં ઉપાસનાભેદ પ્રમાણે જુદા જુદા ભેદ હોય છે. પણ પોતપોતાના ગુરૂ, સદ્ગુરૂ અને આચાર્ય તો સર્વને એક સરખી રીત્યેજ પૂજ્ય છે. એટલે આ સદ્ગુરૂના મહિમાનું સ્તોત્ર સર્વ ધર્મ અને સંપ્રદાયોના સજ્જનો પોતપોતાના સદ્ગુરૂવરનું સ્તવન કરવા માટે વાપરે છે. તેથી આ સ્તોત્રનું ઉપયોગીપણું સ્વતઃ સિદ્ધ છે. તે મળવાનું ઠેકાણું:—

**શ્રી મહાજ્યોતિઃ** માસિકની ઓફીસ–**અમદાવાદ.**

વિજ્ઞાપક—**રતિલાલ મનસુખરામ પટેલ.**

શુદ્ધ સનાતન હિંદુ ધર્મનું અમદાવાદથી પ્રકટ થતું માસિક પત્ર.

## " શ્રી મહાજ્યોતિ: "

મુખ્ય લેખક:—ધર્મવીર નગીનદાસ પુરૂષોત્તમદાસ સંઘવી.

ભવિષ્યના જમાનાને અહિંદુપણાના કળણમાં ફસાતાં આ અંધાધુંધીના સમયમાં બચાવનાર એકજ પ્રકાશ શ્રી "મહાજ્યોતિ:" નોજ છે. તેનો ઠામ ઠામ ફેલાવ કરવો એ આંધળાઓને આગમ પડતાં ઉગારવા જેટલું પુણ્ય છે.

ધર્મજ્ઞ અને પ્રતિષ્ઠિત ગણાતા વિદ્વાનો પણ લોભે લાલચે ભળતી વાતો જણાવી ભોળા લોકોને ભરમાવી આંધળે બહેરૂ કુટાવે છે. આ વખતમાં શરમ સિફારસને ગરદન મારી નિ:શંકપણે સનાતન હિંદુ ધર્મનું સચોટ મંડન કરનાર અને પ્રતિપક્ષીઓનું ખુલ્લે ખાંડે ખંડન કરનાર, સત્યમાર્ગ દર્શાવનાર દીવાદાંડી, અને વિધર્મી સંસ્કારવાળી સંસ્થાઓના વિચારરૂપી ઘુવડ, વાગોળો અને ચામાચિડિયાંને ભગાડનાર સૂર્ય પ્રકાશસમ આ શ્રી મહાજ્યોતિ:નું વાર્ષિક મૂલ્ય પોસ્ટેજ સાથે માત્ર રૂ. ૨) બે રૂપીઆ છે. આ માસિકના ગ્રાહક થઇને તથા બીજાને બનાવીને શ્રી સનાતન હિંદુ ધર્મને સહાયતા કરવી એના જેવું પુણ્યનું કામ બીજું એક પણ નથી. શ્રી મહાજ્યોતિ:ને માટે એક ધર્મનિષ્ઠ સજ્જન લખે છે કે:—"શ્રી મહાજ્યોતિ: એ સાક્ષાત્ સનાતન હિંદુધર્મનું અક્ષર બ્રહ્મસ્વરૂપ છે. અરે, શબ્દ બ્રહ્મમૂર્તિ શ્રી વેદાદિ અક્ષર બ્રહ્મરૂપ શાસ્ત્રરાશિના રક્ષણ માટે અને ધર્મના શત્રુઓનું ખં[illegible] કરવાને માટે થયેલો અક્ષર બ્રહ્મનોજ અવતાર છે." આથી અધિક સ્તુતિ બીજી શી હોઇ શકે? તો દરેક સનાતનીએ પોતે ગ્રાહક બની પોતાના મિત્ર મંડળ અને સબંધીઓને આ માસિકના ગ્રાહક બનાવવા એ તેનું પરમ કર્તવ્ય છે. સરનામું:—

રતિલાલ મનસુખરામ પટેલ.સંપાદક—શ્રી "મહાજ્યોતિ:"—અમદાવાદ.